
કુંવરને દિલાસો.
ગ્રા૦ મ૦ દેશાઇ.
ભાગ ૫૦ મો.

# ભાગોની અદલાબદલી.

અમોને ભાગ ૧-૨-૩-૭-૮-૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪-૧૫-અને ૨૬ એટલા ભાગો જોઇએ છે. જેમની પાસે એ ભાગો ફાજલ પડેલા હશે તેઓ જો નીચલે ઠેકાણે મોકલી આપશે તો તેએ એ સિવાયના બીજા ભાગો તેઓને જોઇતા હશે તે અથવા નવા નિકળનારા ભાગો મોકલી આપવામાં આવશે.

---

## ૩૬૫ દિલાસા પત્રો.

હાલ કાગળ અને છપાઇની મોંઘવારી ચાર પાંચ ગણી વધી પડવાથી અમોને ખોટમાં કામ કરવું પડતું હોવાથી ધીમે ધીમે, જ્યારે કોઇ સખી ગૃહસ્થ યા બાનુ પોતાનાં વ્હાલાં ગુજરેલાંની અશો યાદમાં એકાદ ભાગ અર્પણ કરાવવાની મેહેરબાની કરે છે, અને દુઃખી લોકનાં ભલાં માટે આ કામમાં મદદ કરી પુન્ય હાંસલ કરવા સારૂ મદદ કરે છે, ત્યારે નવો ભાગ છપાવવાની ઉલટ થાય છે. તોપણ ગમે તેમ કરીને ઇશ્વરની ઇચ્છાથી અમે ૩૬૫ દિલાસા પત્રો પુરા કરવાની દ્રઢતા રાખી છે. હવે છ સાત ભાગમાં અમે અમારૂં કામ આટોપી લઇશું. તો જોકે હાલ વી૦ પી૦ નો દર પણ એક આના ઉપરથી ૩ આના થયો છે, માટે જેઓએ ગ્રાહકમાં નામ નોંધાવ્યાં છે તેઓએ બેધીકર રહેવું, અમે મોડે વહેલે બધા બાકીના ભાગો છપાઇને પહોંચતા કરીશું. લોકો તરફનાં ઉત્તેજનની ખાસ જરૂર છે.

---

## સંસાર સુખનાં પુસ્તકો.

નીચલાં બતાવેલાં અમારાં પુસ્તકો તમારા સંસારનાં સુખને સારૂ, વડેવારૂ જ્ઞાન સારૂ, દુન્યાના નવ નવા તવારીખી દાખલાઓનો સંગ્રહ કરવા સારૂ, ઘણાં ઉપયોગી છે. ઘર થયું ત્યાં એ પુસ્તકો જરૂર રાખશો. બેટા બેટી અને વહુ દીકરાનું સુખ જોઇ સંસાર સુધારવા સારૂ જરૂર આ પુસ્તકો સંગરી રાખશો. પાછળથી એવડી કિંમતે પણ મળશે નહીં. થોડીજ નકલો બાકી રહી સ.

૧—"**બેટી તું સાસરે કેમ સમાશે?** કિં૦ રૂ૦ ૧-૦-૦
૨—"**મ્હારા દીકરાને!**" કિં૦ રૂ૦ ૧-૦-૦
૩—"**મા-બાપની સેવા.**" કિં૦ રૂ૦ ૧-૦-૦
૪—"**દુઃખીને દિલાસો.**" ભાગ ૫૦ સુધી છપાયા છે. દરેક ભાગની કિંમત ચાર આના. હાલ વી૦ પી૦ના વધેલા દર ગ્રાહકોએ સહન કરવા મેહેરબાની કરવી.
૫—"**શાદી જીંદગીની શોક.** ☞ ફેશનની ફિસિયારી." કિંમત રૂ૦ ૧-૮-૦

વી૦ પી૦ તથા પોસ્ટેજ જુદું લેવામાં આવશે. કલોથ બાઇંડીંગના રૂ૦ ૨)

ઠેકાણું.
**બેરામજી મનચેરજી દેશાઈ. બી૦ એ૦**
સ્ટેશન રોડ-**નવસારી.**

# દુ:ખીને દિલાસો.

## ભાગ ૫૦ મો.

રચનાર,

**શે૦ મ૦ દેશાઈ.**

તે

પારસી અટકો અને નામો–આતસબેહરામે દેશાઈ ખોરશેદ–ઐથાંમે નોસાલો હિંગામે નોરોઝ–સીહા સંસાર–તવારીખે નવસારી–હિંદુસ્થાનના આતશબેહરામો–નુરજેહાન–જીંદગી અને માથવાણીની મોતેબરી–ગાયકવાડ અને બ્રિટાનિયા–પ્રાણી મંડળ–ગંજે શાયરાન–પારસી સુતકો–પારસીઓમાં લગ્નનું જોડું–જમશેદની ઈતિહાસિક નિંદા–મહારાણી વિકટોર્યાનું જીવન ચરિત્ર–સરસ્વતી વિલાસ–ઍડવર્ડ નામું–દુઃખીને દિલાસો –દાદારજીની દરબાર–પારસી વિષયો–પારસી પ્રજાને અપીલ– બેટી તું સાસરે કેમ સમાશે?–મ્હારા દીકરાને!–મા–બાપની સેવા–Omens For Auspicious And Inauspicious Horses–સાદી જીંદગીની શોક–ફેશનની ફિસિયારી ઈત્યાદિના કર્તા.

**નવસારી. ઈ. સ. ૧૯૨૧. કિંમત ૦–૪–૦**

આ પુસ્તક સુરત "ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસ"માં મી૦ ઉત્તમરામ ઉમેદરામે
મી૦ શેરાબજી મનચેરજી દેશાઇને માટે છાપ્યું છે.
સુરતમાં તા. ૨૦–૧–૨૧ના રોજે છાપી પ્રગટ કર્યું છે.

## HEAVEN
## GIVES ITS FAVOURITES EARLY DEATH.

મ્હારા નેક ખ[illegible]ખાવીંદ

**બેહેસ્તનશીન શ્યાવક્ષ મ. ભીકજી મોદીની અશો યાદમાં.**

**મ્હારા** અશો ખાવીંદ ! આપ તો ફીરેસ્તાઓની સંગમાં જઇ ગરેથમાન બેહેસ્તમાં બિરાજી દાદાર અહુરમઝદના ખોળામાં શાંતિની ઉંઘમાં સુતા, પરંતુ મ્હારી હાલત તો તળાવમાં ભરેલું અમૃત પીવાને ગયેલી તરસી સ્ત્રી અમૃત પીધા વિના માત્ર અમૃત દેખીનેજ પાછી વળે તેવી થઇ ગઇ છે !

**મ્હારાં** દુ:ખના અંધકાર દિવસોમાં સુખનો ચળકતો પડછાયો તમારી પવિત્ર યાદજ લાવી આપે છે. પક્ષીઓમાં ગરૂડ ભલે મ્હોટું રહો ! તારા મંડળમાં ધ્રુવ તારો ભલે સૌથી ઝળકતો રહો ! પર્વતોમાં મેરૂ પર્વત ભલે મોટો રહો ! દાન કરવામાં ભલે સર્વમાં શ્રેષ્ટ દાદુ મોટો હો !

પરંતુ

**મ્હારાં** જીગરમાં તો તમારા શિવાય મોટો કોઇજ વસતો નથી. જે સ્ત્રીને પતિ એજ પરમેશ્વર છે, તેને તો તમારીજ ભક્તિ ઉત્તમ લાગે. હજુએ હું તો અખંડ સ્નેહ ને પૂર્ણપ્રેમ તમારા તરફજ મોકલતી રહી છું. તમારી પ્રતિમા

**મ્હારી** નજરમાં રાખીને નિરંતર હું તો તમનેજ તીર્થ સ્વરૂપ લેખું છું; અને તમારાંજ ચરણ ધોઇને જાણે તેજ જળમાં તીર્થ સમજીને તેમાંજ તમારી ભલી યાદમાં ન્હાવું છું.

**મ્હારા** મવકલ ફ્રીધેલા ફરેસ્તા તમનેજ ગણીને, તમનેજ મ્હારા ઇષ્ટદેવ લેખીને તમારીજ પુજા રાત ને દિન કરૂં છું.

**મ્હારાં** માનપાન ને પ્રતિષ્ઠા સર્વ તમ સ્વામીની સાથેજ ગયાં છે. દુ:ખથી નાસીપાસ થયેલું મ્હારૂં જીગર, કરૂણાથી ખરતાં

**મ્હારાં** આંસુ, ભિતરની લાગણીઓથી ઉછળાતી મ્હારી ઉરમીઓ, એ સર્વમાં મ્હને સધ્યારો આપવાને, મ્હારૂં દુ:ખ ભુલવાને, અને મ્હારાં જીગરને રાહત આપવાને, પળેપળ ને ક્ષણે ક્ષણ, તમારી નહીં ભુલાય એવી ભલાઇ, સાલસાઇ, પ્રેમાળ લાગણી, તમારા મધુર શબ્દો, તમારા ઉમદા વિચારો, અને તમારાં સદ્‌ગુણી કામોની ભલી યાદ કાયમ રાખવા થકી

**મ્હારાં** જેવાં બીજાં દુ:ખીઓને તમારાં નામથી દિલાસો મળે ને મ્હને સંતોષ થાય એ ભલી નેમથી, આ "દુ:ખીને દિલાસા" નો ભાગ અર્પણ કરી સબુરી પકડું છું.

તમારી વ્હાલી,

**ધનમાય શ્યાવક્ષ મોદી.**

મરણ.
રોજ ૧૨, મોહોર.
માહ ૯, આદર.
ય. સ. ૧૨૮૭ કદીમી.

તા૦ ૨૦ એપ્રીલ ૧૯૧૮.

સંવત ૧૯૭૪ શનીવાર ચૈત્ર શુદી ૧૦

જન્મ.
રોજ ૭, અમરદાદ.
માહ ૧૨, અસ્પંદાર
ય. સ. ૧૨૫૨ કદીમી.

સંવત ૧૯૩૯ આષાડ વદી ૨ વાર રવી.

તા૦ ૨૨ જુલાઈ ૧૮૮૩.



બેહેસ્તનશીન

શ્યાવક્ષ માણેકજી મોદી.

# દુઃખીને દિલાસો.

## ભાગ ૫૦મો.

### દર્શન ૩૦મું—સુખની શોધમાં.

"દિલાસા કલબ"માં સલાબતખાંએ પોતાની અધુરી રહેલી વાર્તા આગળ ચલાવી.

સલાબતખાંઃ—બંધુઓ ! હું આજે સવાસો વર્ષની ઉપરનો ડોસો થયો છું. વૈદું કરવા જતાં દુઃખો પડયાથીજ મ્હારી આ દુઃખી અવસ્થા થઇ છે, બાકી તો ઉત્તમ સુવર્ણ માલતી, મોતીની ખાક, પારો મારેલી ઉંચી માત્રાની ખાક ખાધાથી હું હજી ટટાર રહ્યો છું. અને રમળનો હુન્નર અજમાવતાં અમ્મલપૂરમાં ફજેતા થવાથી, હું તો તે શહેર પણ છોડીને સુખની શોધમાં ફતેહપૂર શહેરમાં ગયો. ત્યાં આવી દ્રઢ મન કર્યું, કે પર ધન, પર સ્ત્રી, અને બીજી કાંઈ પણ લાલચ લોભનો સદંતર ત્યાગ કરીને બસ પ્રમાણિક ઉદ્યોગ કરી આશીર્વાદ સમાન વૈદાંનો ધંધો ચલાવી, અલ્લાતાલાની પાંચે વખ્તની નિમાજ બજા લાવીશ. શોમનાથઃ—વ્હાલાંઓ ! સુખે સાંભરે સોની ને દુઃખે સાંભરે રામ. બારે દહાડા માણસ ઉપર દુઃખ પડે તેજ સારૂં, કે હર ઘડી તે ઇશ્વરને યાદ કરતું રહે. જ્યારે શ્રી કૃષ્ણ દ્વારકાંની ગાદી લેવા બિંદ્રાબનમાંથી નિકળીને રાજા થવા ચાલ્યા ત્યારે પોતાના પિતાશ્રી વસુદેવના બ્હેન કુન્તીજીને કહેવા લાગ્યાઃ—"ફુઈજી બા, ફુઈજી બા, તમારા પાંચે પાંડવ પુત્રોએ તો મ્હારા પાસેથી પોતાની ઇચ્છિત વસ્તુ માગી લીધી, હવે જતી વખ્તે તમે મ્હારા સોડે કાંઇ માંગોને !" ત્યારે કુન્તીજી બોલ્યાં; "હે શ્રી કૃષ્ણ ! એક પળ પણ હું દુઃખ વગરની ના રહું એવું વરદાન મ્હને આપતા સિધારો !" શ્રી કૃષ્ણ કહે; "ફુઈ બા ! એ તમે શું માંગ્યું ! દુઃખ માગો છો તેનું શું કારણ ?" કુન્તીજી કહે; "તું મ્હને બહુજ વહાલો છે, અને તું હવે અમને છોડીને જાય છે

ત્યારે તું મ્હારાં સ્મરણમાં રાત ને દહાડો ત્યારેજ રહીશ, કે જ્યારે પળે પળ મ્હારા ઉપર દુઃખ પડશે ! દુઃખો જેમ જેમ પડતાં જશે તેમ તેમ હું "શ્રી કૃષ્ણ—કૃષ્ણ !" કરતી તને પળે પળ યાદ કરતી રહીશ, અને જો દુઃખ નહીં પડતાં સુખ મળશે તો હું તનેજ વિસરી જઈશ !" "આ તો એક સ્થાપિત વાત છે કે, જ્યારે સુખનું એક બારણું બંધ થઇ જાય છે ત્યારે બીજું દ્વાર ઉઘડે છે. કોઈ કોઈ વખત એકજ નહીં પણ ઘણાં સુખનાં દ્વાર ઉઘડે છે. આ પ્રમાણે સુખના દરવાજા ઉઘડવા એ આ પ્રકૃતિમાં સ્થપાયલો નિયમજ છે. પ્રાણી પદાર્થની ઉન્નતિને માટે આ નિયમ અણુએ અણુમાં પ્રસરી રહેલો હોય છે. આખા વિશ્વમાં નિત્ય આગળ વધવાની ઈચ્છા થયાજ કરે છે, અને તેથી કરીને જ્યારે જ્યારે કોઈ મનુષ્યનું ઉન્નતિને પામવાનું એક દ્વાર બંધ થાય છે, ત્યારે ત્યારે તેને માટે બીજું દ્વાર ઉઘાડવાને માટે ઉપરનો નિયમ કાર્ય કરે છે. આથી સિધ્ધ થાય છે કે, કુદ્રતમાં જે જે નિયમો છે તે મનુષ્યનું નુકશાન કે અહિત કરનારા નથી, પણ એકે એક કુદ્રતી નિયમ તેનું હિત સાધનારા છે. આથી જે મનુષ્ય સુખની, શાંતિની, વિજયની, અભ્યુદયની, વૃદ્ધિની, અને આરોગ્ય કે તંદોરસ્તીની વાતો કરે છે, તે વિશ્વની વ્યવસ્થામાં પ્રવર્તતા નિયમોને અનુકૂળ વર્તે છે, અને કુદ્રતનો મહાન ઉદ્દેશ સિધ્ધ કરવામાં તે મદદ કરે છે."

સલાબતઃ—પણ હું તો કરમનો પુટેલો ને કમબખ્તીનો ઘેરેલો હું સુખની શોધમાં નહીં, પણ દુઃખનીજ શોધમાં નિકળ્યો હોઉં નહીં શું, તે પ્રકારની મ્હારા ઉપર જફા ગુજરી છે, તે બ્હેનો ને બંધુઓ ! હું કહી સંભળાઉં છું.

પાછો મ્હને શેતાને ભોળવ્યાથી મેં વિચાર કર્યો કે; દુન્યા ઝુંકતી હય, ઝુંકાનેવાલા ચાહિયે. ધી ખાના સક્કરસે, ઔર દુન્યા ખાના મક્કરસે. ફતેહપૂરમાં મેં વૈદાંનો ધંધો ચાલુ રાખવા સાથે સંગીતનો અભ્યાસ કર્યો. ફતેહપૂરના રાજાના હાથીનો માવત સંગીતનો ઉસ્તાદ હતો, તે મ્હને રાગ રાગણીની ઉત્તમ તાલીમ આપતો, અને હું તેને રમળની વિદ્યા શિખવતો. માવતે રાજાજી આગળ મ્હારાં હકીમાની તારીફ કરવાથી, અને હું કવિ તેમજ વિદવાન્ છું એવી સીફારસ કરવાથી રાજાજીએ મ્હને દરરોજ પોતાના રાજવાડામાં સલામી આપવા આવવાની છૂટ આપી, અને માસિક ૨૦૦ રૂપિયાનો મુસારો બાંધી આપ્યો. વળી અન્તઃપુર રાણી તથા રાજપુત્રીઓની નાડી પરિક્ષા કરવાની પણ મ્હને છુટ હોવાથી જુનો રાજવૈદ મ્હારા ઉપર અદેખો પડીને દરબારમાં ભંભેરણી કરતો હતો, પણ રાણીનો મ્હારા ઉપર બેહદ વિશ્વાસ હોવાથી મ્હારો વાંકો બાલ પણ થતો નહીં. આયુષ્ય ક્ષણિક છે, માટે જે ઘડી જાય છે તેજ આપણી છે, બીજી પળ કોણે દીઠી છે? આવાં વચન ઉપરથી મેં તો

એવોજ નિશ્ચય કર્યો કે, બસ ચેનબાજી ઉડાવવી, એજ ખરૂં છે. કાલ કેણે દીઠી છે? આપ મૂવે પીછે ડૂબ ગઈ દુન્યા. માટે જેટલું ભોગવી લીધું એટલુંજ આપણું છે. પાછળ શું થશે એ કોણ જોઇ બેઠું છે? આવા પણ વિચાર અત્યંત હાનીકારક છે, એમ મ્હને પાછળથી જણાયું.

જુના રાજવૈદે રાજાજીને શિખવ્યું કે, આ નવા હકીમની પરિક્ષા કરવા સારૂ એને પૂછો ને પૂરાવો માંગો કે; "**હકીમમાં હીકમત કે અકકલ?**" તે ઉપરથી રાજાજીએ મ્હને સવાલ કર્યો કે; "**હકીમમાં હીકમત જોઇએ કે અકકલ?**" મેં કહ્યું કે, "હીકમત વગર હકીમુ નથી. હકીમમાં હીકમત હોય તોજ હકીમ કહેવાય." તે ઉપરથી મ્હને ૧૦૦ દહાડામાં તેનો પૂરાવો રજુ કરવા કહ્યો. મેં હા પાડી રજા લીધી.

સ્ત્રીઓ પણ જારકર્મને છુપાવવા સારૂ કપટનો આશ્રય કરે છે, તો જે મનુષ્ય પોતાના દોષ ઢાંકવા માટે યુકિત શોધતો નથી, તેને પશુના કરતાં પણ જડ સમજવો.

ચુનીનસ્ત કેર્દારે ગર્દા સેપ્હેર;
ગહી દર્દ પીશ આવરદ ગાહ મેહેર.
ગહી બખ્ત ગર્દદ ચુ અસ્પે શમૂસ;
બન અમ અંદરૂન ઝેફ્તી આરદત બૂસ.
ઝમાની યકી બારહી સાખ્તેહ:
ઝે નીકી સરશરા બર અફ્રાખ્તેહ.

અરે! ફર ફર કરતા આ આકાશનું કામ તો એવું ને એવુંજ છે. કદાપિ તે માણસને વિપત્તિમાં લાવી નાંખે છે, તો કોઇવાર માયા ને મોહબ્બત કરવા મંડી જાય છે. હે બંદા! ઘડી પલકમાં આ ત્હારો સેતારે એક હઠીલા ઘોડાની પેઠેમ ત્હારી ઇચ્છા વિરૂધ્ધ ઉલટે માર્ગે ચાલે છે, અને તને ગમમાં ગીરફ્તાર કરવા થકી કોઇ પ્રસંગે ત્હારા ઉપર વિપત્તિ અને સંકડામણના વાદળ ગગડાવે છે. તેમ વળી કોઇક સમયે તે ત્હારો એકબાલનો સેતારો શણગારેલા ઘોડાની પેઠેમ લાડ નાજ ને અદા કરતો, ત્હારા ઉપર કૃપા ને મહેરબાની બતાવનારી ડોક ઉંચી ધરે છે.

એક સહવારે હું મ્હારા ઉસ્તાદ માવતને મળવા હાથીસ્થાન ઉપર ગયો, પરંતુ માવત તો "**જંગલે ગયા છે**" એમ તેની સ્ત્રીએ કહેવાથી, મને હાથી ઉપર મ્હારા ઉસ્તાદની સાથે ફરવા જવાનો માહવરો પડેલો હોવાથી, હાથી ઉપર ચઢી ગયો, હાથમાં અંકુશ લીધો, ને હાથીને જંગલ તરફ ચલાવ્યો. લાગ્યો. જંગલે જંગલ શોધ કરતાં માવતનો તો કાંઇ પત્તો મળ્યો નહીં

મ્હારા ટાંટિયામાં જોર હોવાથી, જ્યાં જ્યાં હાથી ઉપરથી ઉતરીને પગે ચાલવાની ગરજ પડતી ત્યાં ત્યાં હું મૈલના મૈલ પગે ચાલતો હતો, ને હાથીને સાથે સાથે ચલાવતો ગયો હતો. મેં વૈદાંના સંસ્કૃત પુસ્તકમાં વાંચ્યું હતું કેઃ—

श्वान मार्जार नकुलं वित्तं ग्राह्यं समं समम् ॥
काकमांस वसा ग्राह्यं पिष्ट्वा पादौ प्रलेपयेत् ॥
योजनानां शतं गच्छेत् पुनरावर्त्तते क्षणात् ॥

શ્વાન, માર્જાર, નકુળ એટલે નોળિયો એટલાનું માંસ સમાન ભાગે લઇ, અને કાગડાનું માંસ તથા વસા એ સમાન ભાગે લઈ, પીસી કરીને પગે લેપ કરવો, જેથી મનુષ્ય ઘણાં યોજન જાય અને તત્કાળ પાછો આવવા સમર્થ થાય. આથી મેં એ જાતનો લેપ પણ કરવા માંડયો હતો. હવે બનાવ એવો બન્યો, કે તેજ દિવસે ફત્તેહપુરના રાજા પોતાની રાણી સાથે મહેલના ઝરૂખા ઉપર બેસીને હાસ્ય વિનોદ કરતા હતા. એવામાં રાણી દિલગીરીથી બોલીઃ "પ્રાણનાથ! આજ સવારે મ્હોં ધોતાં ફડકા મારવા સારૂ મ્હારી હથેલીની ખોબલીમાં પાણી લીધું તેમાં આપણો હાથી ડૂબી મૂઓ!" રાજા અડધા ગાંડા હોવાથી ઉશકેરાઇને બોલ્યા; "એ તો હડહડતું જુઠું. ફરીથી જો એવી બેઅકલી વાત મ્હારા મોઢાં આગળ કહીશ તો જીવથી જઇશ!" રાણી કહેઃ—"પ્રાણનાથ! આટલા બધા આંકળા વગર તપાસે થયા! હું તો માત્ર હાસ્ય કરૂં છું; પરંતુ વાત ખરી છે, તમે તલાસ કરો." રાજાને આ ભેદની શંકા ટાળવાનું મન થવાથી પોતાના માવતને હાથમાં લાટી લઇને દૂરથી આવતો દેખી તુર્તજ બોલાવી પૂછયું કેઃ—"ખરેખરૂં કહે, આપણો હાથી પોતાના હાથીઠાણ ઉપર છે, કે કેથે ગૂમ થયો છે?" માવત કહેઃ—"જી મહારાજ, હાથી તો થાનકેજ છે." "ત્યારે શું રાણી જુઠું બોલે છે? તું જુઠો કે રાણી? જા, જઇને તપાસ કર, જે જુઠું ઠરશે તેનો પ્રાણ લઇશ." માવત બાપડો થાનકે આવીને જૂએ છે તો હાથીઠાણ ઉપર હાથી મળે નહીં! પોતાની ઓરતને પૂછતાં તેણી બોલી ઉઠી; "તંમારો હકીમ-મિત્ર આવીને હાથીને તો ફેરવવા લઈ ગયો!" માવત બાપડાના ગભરાટનો પાર ન રહ્યો. તે તો જે દિશાએ હાથીનાં પગલાં પડેલાં જોતો, તે દિશાએ જોરથી દોડવા લાગ્યો. રાજાએ માણસ પર માણસ મોકલ્યાં, પણ નહીં હાથી મળે, કે નહીં માવત. એટલે માવતનાં બાયડી છોકરાંને પકડાવી મંગાવી કેદમાં રાખ્યાં, અને શોધ કરવાને પોતાના જાસુસોને ચારે દિશાએ દોડાવ્યા.

પેલી તરફ રાણીની ખોબલીના હાથીનું ઉખ્યાણું પારખવાને સારૂ જુના રાજ વૈદે મ્હારે માટેજ રાજાજીને ભંભેર્યા, એટલે રાજાજીએ તો મ્હારી શોધ કરવા તલૈયાઓને દોડાવ્યા પણ હતા. જંગલમાં રવડતાં રવડતાં સાંજ પડવા આવી

હું ગભરાવા લાગ્યો. મ્હને કોઈ રસ્તો સુઝ ન પડયાથી હું અકળાઇને ગાંડા જેવો થઇ ગયો. એટલામાં કેટલાક વટેમાર્ગુ આવી લાગ્યા, તેમને મેં શહેરમાં જવાનો રસ્તો પૂછયો. તેઓ તીખલી હોવાથી મ્હને કહ્યું કે; "આ નદિના કિનારા ઉપર જે મોટું ઝાડ છે તેના ઉપર ચઢીને જે માર્ગ જાય છે તે માર્ગે ચાલ્યો જા!" હું ગભરાયલો અકળાયલો પેલાં ઝાડ ઉપર ચઢયો, ને તેની ડાળીઓ ઉપર ચાલવા લાગ્યો. એક નબળી ડાળી ઉપર ચઢતાં મ્હારા ભારને લીધે દરખ્તની ડાળ નમી પડી, ને હું નીચે સરી પડયો. હું જમીનદોસ્ત થાત, પરંતુ સમયસૂચકતા વાપરીને એક બીજી ડાળીને મેં પકડી લઇ અદ્ધર લટકતો રહ્યો. આ વખતે મ્હારાં દુઃખનો પાર નો'તો. હું મોટે મોટે રોવા લાગ્યો, એટલામાં મ્હારો માવત ઉસ્તાદ આવી લાગ્યો, અને મ્હને આશ્વાસન આપી પૂછવા લાગ્યો:—"હે મિત્ર! તેં આ શું કીધું? શાથી અહિં આવ્યો?" મેં કહ્યું:—"હું તમને મળવા ઘેર આવ્યો, એટલે તમારી ઓરતે કહ્યું કે, માવત તો જંગલે ગયા છે! તેથી હું જંગલમાં તમારી શોધમાં નિકળતાં મ્હારી આ દશા થઈ છે!" માવતે હસીની કહ્યું; "હે મિત્ર! તમારા દેશમાં જંગલે જવાનો અર્થ એ પ્રમાણે કરવામાં આવતો હશે, પણ અમારા તરફ તો સવારમાં ઝાડે ફરવા પાદરે લોટી લઇને જઈએ તેને જંગલે ગયા કહે છે. ભણ્યા પણ ગણ્યા નહીં. ખેર!" આમ કહીને તર્ત નીચે ઉભેલા હાથી ઉપર ચઢી મ્હારા ટાંટિયા પકડી લીધા. એટલામાં તો હાથી ખસી ગયો, ને નદીમાં પાણી પીવા લાગ્યો. પછી મુશીબતનો શું પાર! હું ને માવત ઝાડે લટકતા રહ્યા. નીચે નદી ને ઉંચે આકાશ. મદદ કરવાવાળું કોઈ જ્યારે નહીંજ જણાયું, ત્યારે મેં મ્હારા ઉસ્તાદને કહ્યું કે; કાંઈ સુંદર ખમાચ રાગનું પદ કાઢો, કે તે સાંભળીને આજુબાજુના લોક દોડી આવશે તો મદદ મળશે. તે ઉપરથી ઉસ્તાદે ગાયન લલકારવા માંડયું:—

હમ દુનિઆ દેખને આએ: હમ આદમ કહેલાતે હએં,
રબકે હુકુમસે આયે હએં, હમ કરનીકે ફલ ખાતે હએં,
ભેજે રબને સૌદા કરનેં, એ રચના દેખ લગે ડરનેં,
કુદરતકે ભરમ નહી પાએ! હમ તો દુનિઆ દેખને આએ!

છેલ્લા ત્રિતાલ વખતે હું એવો તો ખુશાલીમાં આવી ગયો, કે આવેશમાં ને આવેશમાં "વાહવાહ! કયા બાતાં! ખુબ કહી ઉસ્તાદજી!" એમ બોલીને તાલી વગાડી તાલ આપવા લાગ્યો, એટલે ડાળીએથી હાથ છુટી ગયા, અને અમે બન્ને નદીમાં પડયા. અમે જોકે બહુ અકળાયા તોએ તરતા તરતા સામે પાર નિકળ્યા, અને રાત વાસો ત્યાંજ કીધો. પરોઢિયું થતાં સામે પાર જોઈએ છે તો હાથી માલુમ પડયો નહીં. એટલે માવતના ગભરાટનો પાર રહ્યો નહીં. તે

કહેવા લાગ્યા કે; "હવે તો જીવ જવાનોજ સોદો કર્યે તોજ રાજાજીના શહેરમાં જઇએ. રાજાજી હાથી માંગશે તો ક્યાંથી પેદા કરશું ? માટે ચાલ્યા કરો, આપણે કાંઇ યૂક્તિ અજમાવી બીજા કોઈ રાજવાડામાં ઠેકાણું પડયે. ચાલતા ચાલતા દિલ્લી શહેરમાં આવ્યા. ત્યાં બેહદ ઠંડી પડતી. સર્વ લોક ટાઢથી થરથરી રહ્યાં હતાં. દિલ્લીના બાદશાહનો છ વર્ષનો ગાદીવારસ શાહજાદો મરણતોલ માંદો પડયો હતો, તે કળ ખાઇ ખાઇને રડતો હતો, અને ભલા ભલા હકીમો અને વૈદોથી તેનું દર્દ સાજું થતું ન હોવાથી બાદશાહ ગુસ્સામાં ને ગુસ્સામાં સર્વે હકીમોને કેદખાને નંખાવતો ગયો હતો. દિલ્લીમાં પાંચ સાત દિવસથી હીમ પડતું હતું. લોકો ગભરાટમાં આવી પડેલાં હતાં. બાદશાહની દરબારમાં પણ જરા કોઇ કામ ઉપર જાય નહીં. બાદશાહે જો કે શાલ દોશાલા ઓઢેલા, તેનાથી પણ ઠંડી ખમી શકાઇ નહીં. બાદશાહે દાંડી પીટાવી કે, "સર્વ લોકોએ સગડીઓ સળગાવી ઘરમાંજ ભરાઈ રહેવું. દરબારીઓને દરબારમાં નહીં આવવાની પણ છુટ રાખવામાં આવે છે. માત્ર શાહજાદાના દર્દનો ઉપાય જાણનારા હકીમોને પાલખીમાં બેસાડી મહેલમાં લાવવા માટે જોરાવર સિપાહોને ફરતા રાખવામાં આવશે !" આ દાંડી પીટાતી સાંભળી અમે બન્ને જણે ઝીણી મલમલનાં પહેરન માત્ર દિલ ઉપર પહેરેલાં અને હાથમાં પંખો લઇ પંખા ખાતા ખાતા અમે બન્ને ચાલવા લાગ્યા; અને પોકાર મારતા કે; "**તલખી ચલી.**" "**તલખી ચલી.**" તલખી એટલે ગરમ ગરમ ને તીવ્ર તીખું. અને "**તલખી ચલી**" એટલે અમને બેહદ ઉકળાટ થાય છે, આ શહેરની ગરમીથી અમે કાયર થઇ ગયા છીએ. "તલખી ચલી !—તલખી ચલી !" એમ બૂમો પાડતા અમને પેલા સિપાઇઓએ સાંભળીને અમે કોણ છિયે તે જાણવા માગ્યું. અમે કહ્યું:—"અમે દુન્યા વરામ મોટા હકીમો છિયે. ભલભલાં દર્દો સાજાં કર્યે છીએ." સિપાઇઓ તુર્તજ અમને જૂદી જૂદી બે પાલખીઓમાં બેસાડી બાદશાહની દરબારમાં લઈ ગયા. ત્યાં પણ અમે તો **તલખી ચલી—તલખી ચલી** એમ બુમો પાડવા લાગ્યા. બાદશાહે જાણ્યું કે; આ કોઇ પાકા હકીમો હોયા વગર, કોઈ ઉંચી જાતની ખાક મારેલી દવા ખાધા સિવાય તેઓ હીમની આવી કકડતી ઠંડીમાં બફળાઈ નહીં જાય, માટે મોટા તારોની આખી ઝાવળીના ચાર ચાર પંખા ઉંચે ટંગાવી તેમના દિલ ઉપર બહુ પવન નંખાવવા લાગ્યો. તો પણ અમે તો **તલખી ચલી** કર્યા કર્યે. ફરગુલ અને જાડા ડગલા પહેરેલા રસ્તે જતા લઠ સિપાઈઓ અમારા અંગ ઉપર ઝીણાં કપડાં પહેરેલાં દેખી બેહદ અજાયબીથી અમારી તરફ જોતા, કે આ લોક કેવાક હશે, કે વળી આવી કડકડતી ઠંડીમાં હીમનું ઠંડુંગાર પાણી રેડવા કહે કે ! એક હુશિયાર દરબારીએ છેવટે અમારાં શરીર ઉપર હીમનું ઠંડું પાણી રેડાવવા માંડ્યું, અને અમે ઠંડા પડયાં.

પછી બાદશાહ પાસે એક સુંદર કુતરી લાડ નાજ કરી કુદકા મારતી દીઠી, એટલે અમે તેને પાસામાં લઈ રમાડવા માંડી. બાદશાહ કહે; "કુતરીને શું રમાડો છો? એના યારને રમાડો ત્યારે ખરા. એ કુતરી ઉપર મ્હારો શાહજાદો બહુજ પ્યાર રાખી આખો દહાડો તેને રમાડતો હતો તે મરવા પડયો છે, તેને સાજો કરીને રમાડો, તમને મોટું ઇનામ આપીશ!" આમ કહી અમને હરમમાં લઈ ગયા. મેં છોકરાની નાડી પરિક્ષા ચિકિત્સાથી કરીને તેનું દુઃખ દર્દ પારખી લીધું, અને સર્વ કોઇને ઓરડાની બહાર જવાને કહ્યું. સર્વ બહાર ગયાં; કે મેં માવતને કહ્યું કેઃ—"પેલી કુતરીને પકડી ઓરડામાં લાવો, અને તેણીના કાનની લગાર ટીચકી કાપી લ્યો, અને સોય દોરો માંગી લાવો!" માવતે બાદશાહ પાસેથી કુતરી, કાતર, સોય ને દોરો માંગી લાવી મ્હારી આગળ કુતરીના કાપેલા કાનનો ઝીણો ટુકડો ધર્યો. પછી માવતને પણ મેં ઓરડાની બહાર ઉભા રહેવા કહી બારણા વાસ્યાં, અને પેલી લોહીથી ઝરઝરતી કાનની ટીચકલીમાં દોરો પરોવીને પાણી સાથે પેલા શાહજાદાને ગળાવી દઇ, મેં તે લાંબો દોરો મ્હારા હાથમાં બહુ સફાઇથી પકડી રાખ્યો. બહુજ વારે, કલાકો ગણત્રિ થયા કેડે તે દોરો ભારી થએલો મ્હને જણાયો, એટલે મેં ધીમે ધીમે, ઘામાંથી જેમ બાલ પડેલો ખેંચી કાઢયે તેમ સેરવી લીધો. એટલે પેલી કાનની ટીચકીને વળગેલું કુતરીનું **ચિમોડયું** બહાર નિકળ્યું. પેલી કુતરીને બગલમાં લઈને શાહજાદો સુતો હોવાથી ન્હાનું ચિમોડયું તેના પેટમાં ગએલું, અને મોટું થઈને તેનું કાળજું કોતર્યા કરતું હોવાથી તે બાપડો ચીસ ખાઈખાઈને રોતો હતો. પરંતુ એ કાનચિમોડિયાંને કુતરાંનું લોહીજ ચુસવા વધુ ગમતું હોવાથી કાળજા ઉપરથી ઉઠીને પેલી લોહીથી ઝરઝરતી કુતરાંના કાનની ટીચકીને જઈ વળગવાથી તે છોકરાના જીવને કરાર થયો. તે હસવા લાગ્યો. અને મેં બારણાં ઉઘાડવાથી સૌ કોઈ અંદર આવી સાજા થએલા શાહજાદાને બોકીઓ લેવા પડયાં, અને મને આશીર્વાદ દેવા લાગ્યાં. બાદશાહે બહુજ પ્રસન્ન થઇ પોતાના ગળાંમાંના હીરાના હારમાંથી બે અમુલ્યવાન અતિ સુંદર હીરા અમને ભેટ આપ્યા, ને બીજો શીરપાવ આપી અમને પોતાના મહેલમાંજ રાખ્યા. પછી અમારે માટે ભોજનની થાળો આવી. કંઈ એખની પલાવ, કંઈ કુરમા પલાવ, કંઈ મોતીચંદ પલાવ, કંઈ કુકુ પલાવ, કંઈ જરદો, કંઇ કલીઆ, કંઈ દોપેઆજો, કંઈ નરગેશી વગેરે વગેરે ભાત ભાતનાં પકવાનનો સુફરો અમારા આગળ બિછાવવામાં આવ્યો. જાણે ખાતાં ખાતાં તો દેડકાને સપોખમ થયો હોય નહીં શું, તેમ અમે ફીણુ ફીણુ થઇ ગયા. અહિં દરેક પ્રકારનાં સુખો મેં દીઠાં, અને હવે મ્હને લાગ્યું કે હું સુખની શોધમાં નિકળ્યો હતો તે હવે હું સંપૂર્ણ સુખી થયો. મ્હને એક જુદો મહેલ મળ્યો, અને હું ઠાઠમાઠથી રહેવા લાગ્યો. દરબારમાં મ્હારૂં ચલણ વધી

પેઠયું. હું અનેક હીકમતો સરકારી કામમાં બતાવવા લાગ્યો, અને દરબારમાં મ્હારો લાગવગ ને વસીલો એટલો બધો તો વધી પડયો કે, બે વર્ષમાં તો નવા અરકાંને દોલતમાં મ્હારૂં નામ નોંધાયું. મ્હારે બારણે હાથી ઝુલવા લાગ્યો, એક આખી પાગા મ્હારા વાડામાં રાખવામાં આવી, અને પાંચ વર્ષ વિત્યા બાદ મ્હને મૂખ્ય વઝીરની પદવિએ ચઢાવવામાં આવ્યો. મ્હારા ઉસ્તાદને હાથીખાનાનો ઉપરી નિમ્યો હતો. મેં અચ્છી રીતે વઝરાત ચલાવવા માંડી, પણ દાતાદીન નામનો એક જુનો દરબારી મ્હારી વઝીરાત ખુંચવી લેવાને હરદમ અદેખાઈ કર્યા કરી મ્હારે વીશે બાદશાહને નેહેસ્ત માર્યા કરે. બાદશાહનો વિશ્વાસ મ્હારા ઉપરજ હોવાથી દાતાદીનની ભંભેરણીની કાંઈ એ અસર ન થાય. તોએ સો ઢેફે એક ઢેપુંબી લાગે, ને સો ગાળે એક ગાળબી લાગે. છેવટે તેની વારંવાર માગણી થયાજ કરતી હોવાથી બાદશાહે દાતાદીનને એક માસ અનુભવ જોવા સારૂ વઝીરાત આપી. ફરેબે ફીરેશ્તા ફરે. દાતાદીને બાદશાહ પાસે એવી કબુલત લીધી, કે હું વઝીરાત કરૂં ખરો, પણ જ્યાં સૂધી સલાબત છુટો રહે ત્યાં સૂધી કાંઈ નહીં ને કાંઇ પ્રપંચ ચલાવી મ્હારી દિવાનગીરીને ઝાંખી પાડયા વગર રહેશે નહીં, માટે એને એક હવેલીમાં એવી રીતે નઝર કેદ કરવો, કે એ હવેલીમાંથી કદિ પણ બહાર જાય નહીં, ને કદિ પણ કોઈ આદમ જાતનું મ્હોં પણ દેખે નહીં, એવી રીતે કેવળ એકલોજ હવેલીમાં રહે, અને જેટલાં રાજદ્વારિ મોટા કાવાદાવાના કામોની સલાબતને માહિતી અને અનુભવ છે, તેટલાં તુમારી કામો હું મોકલું તે ઉપર એણે બધા ખુલાસાના જવાબ લખી રાખવા, ને રાતને વખ્તે ભોંય તળ્યાંમાં રાખેલી પેટીમાં એણે મૂકી જવા, કે ભોણું લઈ જનાર જાસુસ દરરોજ મ્હારી આગળ લાવીને તે રજુ કરે.* આ રીતે એક કમીનો પુરૂષ જ્યારે હુન્નર અને એલમમાં બીજા કોઈ સાથે બરોબરીમાં નહીં ઉતરી શકે ત્યારે તેની હજારો બદગોઇ કરવાને તાગડા ઘડવા માડે છે. બાદશાહે પણ મ્હને તેમ કરવા કહીને એક હવેલીમાં એકલો અટુલો રહેવા દીધો, અને દહાડામાં ત્રણ વાર દાતાદીનના ખાસ વિશ્વાસુ જાસુસને મ્હારૂં ભોજન પાણી લાવવા લઇ જવા માટે નિમ્યો. હું હવેલીને બીજે માળે રહું, અને મેજ ઉપર સુફરો

*ઘણે ભાગે બધાં વર્ણનોમાં ખોટી કલ્પિત વાતોને ખરી તરીકે વર્ણવી, વાર્તાનો રસ લેવામાં આવે છે, પણ હકામાંને લગતા જે જે ઉપર દાખલાઓ આપ્યા છે, તે સુરત શહેરના નામી હકીમો કાવસજી તમના, અસ્પંદીયારજી હકીમ વિગેરેના ખરા બનેલા બનાવોને વાર્તામાં ગુંઠેલા છે, બાકી નાડી પરિક્ષાના આવા બનાવો સુરતમાં ખરેખરાજ બનવા પામેલા છે, અને તે ઉપરથી આ વાર્તા ઉપજાવી કાઢેલી છે, અને પેશવાની દરબારમાં જે રાજદ્વારિ પ્રપંચ નાના ફડનવીશે, સખારામ બાપુની અદેખાઇ વખ્તે બતાવ્યા હતા, તે ઉપરથી સલાબતની હીકમત બનાવી છે.

બિછાવીને ભાતભાતનું ખાણું પિરસી રહ્યા બાદ ભોંય તળિયે રાખેલો એક ફાંટ વગાડી તુર્ત બારણું વાસી તે જાસુસ ચાલ્યો જાય, અને હું નીચે ઉતરી ખાણું ખાતો. ૮–૯ દિવસમાં હું કંટાળી ગયાથી મેં વિચાર કર્યો, કે આવી ને આવી અટપટીમાં હું તો આવ્યા કરવાનો, માટે ઉંઝાના મીરાંદાતાના, અજમેરના સૈયદ મોહીનુદ્દીનના, વિગેરે જેટલા રોજાની જીઆરત થાય તેટલી હજ કરી આવું, કેમકે પુરસદનો વખત મળ્યો છે તેનો લાભ લઉં તો સારૂં! મ્હારે ઘણું મૈલ જલદી ચાલવાના હતા, અને ઘોડો કે ગાડી જેવું કંઈ પણ વહાન ન હોવાથી મેં વૈદક શાસ્ત્ર પ્રમાણે એવી એક પાવડી બનાવી હતી કે,

अंकुलीतैल सं पिष्ट्वा श्वेत सर्षप लेपितां ॥
पादुका मुष्ट्र चर्मोत्थां समारूह्य शतं व्रजेत ॥

અંકુલીનું તેલ લઈને તેણે કરી સર્ષપ (સરસવ) પીસવા. અને ઉંટના ચામડાંની બનાવેલી પાવડી ઉપર લેપ કરવો, અને પછી તે પાદુકા ઉપર મનુષ્ય આરોહણ કરે તો બહુ યોજન જાય. એવું જાણીને તે પાવડી હું સાથે રાખતો હોવાથી તે પહેરીને નિકળવાનો નિશ્ચય કર્યો.

કિયા બિના માગે બિના, જતન બિના સબ આય;
કાહેકો મન કલ્પીયે, સહેજ રહે સમાય?

આપણા માગ્યા કાછયા વગર ઈશ્વર કૃપાથી જ્યારે સૌ કાંઈ બની આવે છે, અને તે સઘળું જ્યારે પ્રભુ ઈચ્છાથી સહેલાઈથી આપો આપ બનવા પામે છે, ત્યારે આપણ આદમી જાતે શા સારૂ વિચાર વમાસણ ને કલ્પના કર્યા કરીને ચિંતવન કર્યા કરવું જોઈએ વારૂં? આપણો વિનાશ બીજા કોઈથી થઈ શકે એમ છેજ નહીં, પણ આપણે જાતેજ આપણો વિનાશ કરીએ છીએ.

મ્હારાં કેદખાંનાની મુદ્દત ૨૧ દહાડા બાકી રહી હતી. મેં પાકાં અનુમાનથી ૨૧ દહાડામાં દર રોજ શું શું કામો દાતાદીન મોકલશે, યાને કિયાં કિયાં કામોમાં તે કિયે દહાડે ગુંચવાઈ જશે તેનું કલ્પનાથી અવલોકન કરી, ૨૧ દહાડાના ૨૧ જવાબ લખી રાખીને એકવીસ જુદી જુદી કોથળીમાં મૂકી દર રોજની તારીખ તેના ઉપર લખી રાખી. પછી જાસુસના આવવાનો વખત થવા અગાઉ ભોંયતળિયે ઉતરીને બારણાની મેરે સંતાઈ રહ્યો. જેવું બારણું ઉઘાડી જાસુસ ખાણું મેજ ઉપર પિરસી રહ્યો, કે તુર્તજ મેં તેનો હાથ પકડી લીધો. તે ગભરાટથી ફ્રાટીજ ગયો. મેં નમ્રપણે તેના હાથ દાબીને રાજા તરફથી મળેલો કિંમતી હીરો તેના હાથમાં સેરવી દીધો. લક્ષ્મી કોને લલચાવતી નથી? જે માણસની આગળ કહેલું સારૂં અથવા તો નરસું વચન સમાન થઈ પડે, અથવા તો નિષ્ફળ નિવડે તેવા મનુષ્યને તો, ગવૈયા બહેરાઓની

આગળ જેમ ગાયન કરે નહીં, તેમ બુદ્ધિમાન પુરૂષે કંઈ પણ કહેવું નહીં, તેથી જાસુસને મેં કહ્યું:—"એ બાબુજી! હું કાંઈ નાસી જનાર નથી, મુદ્દત વિતે હુંજ પાછો પ્રધાન તો થઈશ, અને તે વખતે પણ હું તને નવાજીશ, પરંતુ હું થોડા દહાડા છુપકીથી હાજીનો વેષ લઈને બહાર જઈને મુદ્દત અંદર પાછો ગુપચુપ આવીશ, પણ તું આ વાત ગુપ્ત રાખજે, ને આ હજારો રૂપૈયાનો હીરો ઈનામ તરીકે રાખ, અને મ્હારો ભેદ સાચવી લેજે! મનુષ્યો કપટ કર્યા વિના થોડા વખતમાંજ મહા સંપત્તિ મેળવી શકતા નથી. તેમ કોઈ પણ મનુષ્ય પરનું ધન ગ્રહણ કર્યા વિના મોટો ધનવાન એકદમ થતો નથી. યાને મનની અભિલાષા કપટ વિના સિદ્ધ થતી નથી." જાસુસ કહે; "હું ત્હારો શખુન માથે ચઢાઉં છું; પણ હું દરરોજ ભોજન લાવું તે કોને ખવડાઉં?" મેં કહ્યું; "ત્હારાથી ખવાય એટલું તુંજ ખાઈ લેજે ને!" "વારૂં, તેમ તો થઈ શકશે, પણ દરરોજ પ્રાંતે પ્રાંતનાં ને જીલ્લે જીલ્લાનાં તુમારી કામો હું તમારા ખુલાસાને સારૂ દાતાદીન તરફથી લાવું છું ને તમે જવાબ લખી આપો છો, તેનું કેમ થાય?" જાસુસે અજાયબીથી પૂછયું. "બાબુજી! તું તે વાતની ફીકર કરીશ નહીં, મેં આ હારબંધ નંબરવાર ને તારીખવાર કોથળીઓ બનાવી કઈ તારીખે શું ખુલાસો પૂછવાની જરૂર જ દાતાદીનને પડશે, તે દહાડા વારનાં પાકીટ મેં ગોઠવી રાખ્યાં છે." આમ કહી તેને બીજે મજલે લઈ જઈ નંબર પ્રમાણે પાકીટો બતાવી કહ્યું:—"આવતી કાલે જે સવાલનું કાગળ લાવે, તે આ પહેલાં ખાણાંમાં મૂકી, તેનો જે જવાબ તૈયાર લખેલો છે, તેનું આ પાકીટ લઈ જવું, બીજે દહાડે બીજી કોથળીમાંનું, ને ત્રીજે દિવસે ત્રીજી કોથળીમાંનું એમ ૨૧ દહાડાના પાકીટ તું લઈ જઈને મૂગો મૂગો દાતાદીનના હાથમાં આપ્યા કરજે." જાસુસ કહે; "એ કેમ બને?" મેં કહ્યું:—"હીકમતના પૈસા છે; તું એ રાજપ્રપંચમાં નહીં સમજે. બુધ્ધિ કોઈના બાપની નથી."

आपद्गता अपि जनैरपि निंदिताश्च
श्रद्धां त्यजंति न कदापि सुधर्म धीराः ।

આથે વિઘ્ન ને આફત આવી પડે, કિંવા લોકોમાં જણુ જણુ નિંદા કરે તોપણ ધર્મવીર પુરૂષો કદીએ પોતાના યકીન કે શ્રધ્ધાને છોડી દેતા નથી, પણ પકડીજ રાખે છે. આમ સાજેશ કરીને હું પ્રથમ અજમેર ગયો. અજમેરથી નીકળેલો બન્યા એટલા રોજાની ઝીઆરત કરીને છેવટ ઉંઝા મુકામે બીસં દાતાર પીરની દરઘાહે ગયો. ચાર દહાડા બાકી હતા તેટલાં રાત્રિએ પીરે મ્હને સ્વપ્નામાં દેખાવ દઈ કહ્યું:—"હવે નેકી કર, જયાં સુધી જોડુ

કરશે નહીં; અને ઘર માંડશે નહીં ત્યાં સુધી ત્હારી સુખની શોધમાં અંતરાય આવ્યાજ કરશે, જા હવે, અહિંથી જવાની તને રજા છે.” હું તુર્ત પાછો દિલ્હી ઉપડવાને રાહે પડયો. વસ્તી હતી ત્યાં સુધી તો કંઇ હરકત આવી નહીં; પણ હું માર્ગમાં પાછો ભૂલો પડયો. ભાતું હતું તે પણ ખલાસ થઈ ગયું, ને પાણીની સોસ બહુજ લાગવા માંડી. ગમે તેવાં દુઃખમાં ભુખે ના રહેવાય. ગામ બળ્યું ખમાય, પેટ બળ્યું ના ખમાય. હું તો રવડતાં રવ-ડતાં ક્યાં ને ક્યાં એક જંગલમાં આવી પહોંચ્યો. મ્હારા ઉસ્તાદ માવતને અને પેલા જાસુસને મૈત્રી ઘણી બંધાઈ ગયેલી હોવાથી, જાસુસે પહેલેજ દિવસે સાંજે તેને છુપી વાત મુકી આપી, કે ત્હારો દોસ્ત તો દક્ષિણ દિશા તરફ ભાગી ગયો ! માવત બાપડો મ્હારો જીવેજાન દોસ્ત હોવાથી તુર્તજ એક હાથી ઉપર બેસીને મ્હારી શોધમાં નિકળ્યો હતો. આખી રાત મેં જંગલના વાઘ વરૂના પોકારોના ખુજારામાં ઉજાગરે કાઢી. હું તો એકાએક પાછો અમીરનો ફકીર થઇ પડયો હતો. મુતકમાં સંકટ આવ્યું, એટલે મ્હારો મિત્ર તરસ્યો થયાથી હાથીને એક વૃક્ષ સાથે જંગલમાં આંધીને દુર આવેલા એક ઝરા આગળ પાણી પીવા ઉતર્યો. એવામાં એક વાઘે હાથી સામે બરાડ માર્યાથી તે દોરડું તોડીને ગાંડાની માફક અહિં તહિં જંગલમાં દોડવા લાગ્યો. હું જે ઉજડ અટવીમાં જઇ પડયો હતો, તે તરફ તે ગાંડો હાથી દોડતો આવતો જણાયાથી હું ચીસ ખાઇને ભયનો મારેલો એક મોટાં વડના દરખ્ત ઉપર ચઢી ગયો; અને હાથમાં વડની ઝુમાઈ પડેલી એક શાખાને લટકી રહ્યો. રોતે હુંય શઓ રોજ ઉસી ફીકરસે યા રબ! ગુનચે કી તરેહ બાગમેં ફુલ હો ન ખીલે હમ. ઓ પરવરદેગાર! અમે રાત ને દહાડો એજ ફીકરમાં રડયા કરીએ છીએ, કે બાગની અંદર જે પ્રમાણે ફુલની કળીઓ થાય છે તે પ્રમાણે કળીના જેવાજ અમે કુમળા કાચા રહી ગયા, પણ ફુલ થઈને ખીલ્યા નહીં. જરા નીચે જોયું તો એક જબરદસ્ત મોટો કુવો, આરા ટાંટિયા આગળ મોહું વકાસીને જાણે હું નીચે પડું તો મ્હારો વહેલો ભક્ષ કરવાને તલપી રહ્યા હોય નહીં શું, એવો ભયાનક કૂવો મ્હને દેખાયો. વધારે બારીક નજરે દીઠું તો તે કુવામાં વળી મોટા જ સાપો પોતાનાં મોઢાં પહોળાં કરીને મ્હને જાણે પોતાનો શિકાર કરવાને ડાચાં વકાસી તગર તગર મ્હારા તરફ જોતા જણાયા. થોડીક પળમાં કુવા પાસેની ઝાડીમાંથી એક અજ-ગર નિકળતો મેં દીઠો, જે પણ મ્હારી નીચે આવીને મ્હારો ભક્ષ કરવાને તલ-બગાર બનેલો જેવો ઉભો રહ્યો. થોડીક પળમાં પેલો ગાંડો બનેલો હાથી આવીને વડના થડને હલાવવા લાગ્યો. હવે મ્હારાં ગાત્રાં ઢીલાં પડયાં, ને મોય પડું-ઓય પડું એવાં ખુજરાં છુટવા લાગ્યાં. પાની હો ઇયેહ ગયે, મેરે આબ ને મકી શાહ; બાકી ડય જું હબાબ નફસ પીરહનકે બીચ. મ્હારા

ઝાંઝાપાં કર્યાથી મ્હારી આંખોની ઝાળથી, મ્હારા સઘળા શરીરના ભાગ ગળીને પાણી થઈ ગયા ; અને પરપોટાની બીસાલે મ્હારો નફસ મ્હારાં ખમીરની અંદર રહી ગયો. આટલી મુશીબત જાણે ઓછી હોય તેમ હું મ્હારો બચાવ કરવાને સરૂ વડની શાખાને પકડીને ઉંચે ચઢવા કરૂં છું, એટલામાં તેજ શાખાના ઝુમખાને એક કાળો અને એક ધોળો એમ બે ઉંદરો ઉપલા ભાગમાંથી કાતરી નાંખતા જણાયા. ઉપર ભય, નીચે ભય, આસપાસ બધે બધ ભયજ ભય જણાયો, અને હવે મ્હને બચવાની આશા રહેલી જણાઇજ નહીં. મેં મ્હારી જીંદગી ઉપર પાણીજ મુક્યું. હ્યાં મ્હારી કંઈજ હિકમત ચાલી શકે એમ નહતું. રખેને જે શાખાને હું બાઝયો હતો તે શાખાઓ ઉંદરોના કરડવાથી કતરાઈ જાય, તે બીકથી હું પાસેની બીજી શાખાને જેવો બાઝવા કરૂં છું, તેવાજ કાળા પીળા ૬ રંગના છ મોટા વિંછુઓ તે શાખા ઉપર એકેકની પછવાડે હારબંધ મ્હારા ભણી ચઢી આવતા જણાયા. બીચારે હાથ મારીને વહેલો વહેલો ઉપરની પેલીજ શાખા ઉપર ચઢવા જઉં છું તો ત્યાંજ મધમાખીઓનો એક મોટો મધપુડો હતો. જેવો મ્હારો હાથ મધપુડાને લાગ્યો, કે તીવ્ર ડંશ મારતી માખીઓ છેડાઈને ઉડવા લાગી. મ્હને આખે શરીરે ચટકા પર ચટકા મારવા લાગી. એટલામાં મધપુડા ઉપરથી મધનાં ટીપાં ટપકવાં લાગ્યાં. હું ભુખો તરસો હતો, અને ચો તરફની ભારે મુશીબતોમાં હતો, છતાં મધપુડામાંથી ટપક ટપક પડતાં મધના ટીપાં ચાટવા સારૂ હું મ્હારૂં મોહું વકાસીને મધનાં ટીપાંનો મધુર સ્વાદ લેવા લાગ્યો. સુખે રહેવું, ને ભુખે મરવું કોણે કહ્યું ? માયાસે કો મત મિલો, સબ બહેલા દે બાંય ; નારદસા મૂની ગલા, તો કહાં ભરોસા તાય ? હે બંધુઓ ! માયાનો કોઇ પ્રેમ કરશો ના. માયાને લગતી સર્વ વાતોને નિવારી મુકો. કેમજે નારદ જેવા મહા રૂષીજી પણ તેનાથી ઠગાઇને સંકટો ખમીને દુઃખમાં આવી પડયા હતા, તો પછી આપણા જેવાં સાધારણ માણસોની તો વાતજ શી ? મધ પીતાં પીતાં હું તો આસપાસની બધી મુસકેલીઓના ભય વિસરી ગયો, અને બસ મધ ચાટયા કીધું. બસ મધના સ્વાદમાં તલ્લિન થઇ ગયો. વળી દક્ષિણ તરફનાં જંગલમાં આગ લાગવાથી તેના ભભુકાની ઝાળથી દાઝયા જેટલો પરિતાપ મને થતો હતો. એટલામાં મ્હારો પેલો માવત મિત્ર આવી લાગ્યો, અને મ્હને કહેવા લાગ્યો; " હે પ્રેમી મિત્ર ! ત્હારૂં આ દુઃખ જોઇને મ્હને અત્યંત દયા આવે છે ! ". તુર્ત તેણે " હરિ હરિ ! હરિ હરિ ! " એમ પોતાના હાથીને બોલાવ્યો. હાથી કાને ઝાલ્યો અટકી ન શકે, તોપણ હાથી પોતાના માવતનો સાદ સાંભળીને શાંત પડયો, અને હેઠળ બેસી ગયો. માવતે તેના ઉપર ચઢી બેસી તેને ઉઠાડીને ઉભો કીધો, અને મ્હને કહ્યું; " ભાઈ ભાઈ ! હું તને વખતસર દુઃખમાંથી ઉગારવા આવી પહોંચ્યો છું. તું એકદમ હાથી ઉપર ઉતરી પડ ! "

[અધુરૂં.]

# દિલાસા પત્ર ૩૪૦ મો.



"If you are active and prosperous, or young, or in good health, it may be easier for you to augment your means than to diminish your wants. But if you are wise, you will do both at the same time, young or old, rich or poor, sick or well; and if you are very wise, you will do both in such a way as to augment the general happiness of society."

FRANKLIN.

હીરજીભાઇએ હાજત વધારી, તે સાથે જંજાળ પણ વધારી. હીરજીભાઇએ શરૂ જીંદગીમાં ૩૦ રૂપીયાનો પગાર કમાઈ અમન ચમન કીધાં, અને ૩૦૦ રૂપીયા કમાયા ત્યારે ખાખા વળખા થઇ પડયા, અને ૨૦ મી તારીખ આવે તેટલાં તો ઘોડાવાળાનો પગાર ચુકવવાને પણ મારવાડીનું ઘર શોધવા લાગ્યા. હાજતે તેઓને વધુ હાજતમંદ બનાવ્યા, ને ઘણાં કષ્ટ ખેંચવાં પડયાં. આખરે એક એક પાઈ પાઇના ઓશિયાળા થઇ પડયા. ઇચ્છાની તરસ કદિ છીપાતી નથી, કે કદિ તૃપ્ત થતી નથી. અરે, જેમણે પૈસાને પૈસો ગણ્યો નથી, જેમણે પવિત્ર લક્ષ્મીજી સાથે દુષ્ટપણે સંયોગ કર્યો છે, તેઓ કદિ સુખી રહ્યા નથી. જુગાર રમવામાં લક્ષ્મીજી સાથે ખોટો સંયોગ કર્યો, દારૂડિયા બનવામાં લક્ષ્મીજી સાથે આડો વહેવાર રાખ્યો, ઉડાઉપણામાં તેમનો બુરા ઉપયોગ કર્યો, તો પછી હીરજીભાઇ તમે સુખી કેમ થઇ શકો ? આવા વહેવારથી તમે તમારૂં જીવન લંબાવી નહીંજ શકો. દરેકને અહંકાર થાય છે અને અપકલ્યાણથી ભૂલે છે; ઘડપણમાં ન ખપતી વસ્તુ ગૃહણ કરે છે, જેથી તે માણસ નાશ પામે છે. પરંતુ જેને દરેક પ્રકારના વા વાગી ચુકયા છે, જેનામાં સત્ય છે, જે પોતાનું જીવન થોડાજ કાળનું માને છે, તેને કોઇનોએ ડર હોતો નથી. નેબુચદનજરે જ્યારે શેડ્રાચ, મેશાચ, અને અબેદનીગોને અગ્નિથી ઉકળી રહેલી ભઠ્ઠીમાં નાખવાની સજા કરી, ત્યારે દરેક જણ છાતી ઠોકીને બોલ્યાં હતા કે; "આવાં મહાન દુઃખો ખમવાનો પણ અમે અનુભવ લીધો છે, એમાં શું થઇ ગયું ?" એક કહે કે; "I have myself passed through the fire"; અને બીજો બોલ્યો કે; "I have smelt the smell of fire." અર્થાત્, "અગ્નિના બળતરાંના વા પણ અમને વાગી ચુકયા છે, તેને શું છે ?"

सत्यं ब्रह्म तपः सत्यं सत्यं विसृजते प्रजाः ।
सत्येन धार्यते लोकः स्वर्गं सत्येन गच्छति ॥

સત્ય એજ બ્રહ્મા છે, સત્ય એજ તપ છે, અને સત્યથીજ પ્રજાની સરજત છે. સત્યમાંજ લોકો ધરાઈ રહ્યાં છે, અને સત્યને માર્ગેજ સ્વર્ગમાં લોકો ગમન કરે છે. માટે હે ભાઈ ! તું પુન્ય કરીને ભુલી જજે, પણ પાપ તો હરદમ યાદ રાખતો રહેજે. હે ભાઈ ! તું કદી એમ ધારતો ના, કે લાંબામાં લાંબી જીંદગી તે સુખીમાં સુખી હશે. ના, નહીં, જીંદગી લાંબી થયાથી નહીં, પણ તે સમાર્ગે સહાબરી કામે લગાડવાથીજ આ ફાની જેહાનમાં તું માન મેળવશે. એટલુંજ નહીં, પણ આ જેહાનનો અસબાબ છોડી ગયા પછી પણ ત્હારો આત્મા ત્હારાં બજાવેલાં સારાં કામોનો ફાયદો જોઈ આનંદ પામશે, અને જય જયકાર કરશે.

ઉમર જે પાયાપે અપની ઇસ કદર નાંઝાં ન હો,
મેરગને ઉનકુ ન છોડા જો ખુદાઈ કર ગયે.

તું પોતાની વગર હદ અથવા વગર ભરોસાની ઉમ્મર ઉપર આ પ્રમાણે નાંજ અને લાડ ભરેલો ના રહે, કારણ કે જે લોકો સાહેબી કરી ગયા છે, તે લોકોને પણ મોતે છોડયા નથી. હીરજીભાઈ ! જે ઇચ્છાઓ આપણે કર્યે તે ઇચ્છાઓની પાછળ શું આવે છે તે દાબી નાંખવા કરતાં, આપણે આપણી પહેલીજ લોભી ઇચ્છા દાબી નાંખવી સહેલ છે. લોકોનાં કલ્યાણ અને સ્વાર્થ માટે પોતાનું રાજ પણ આપી દેનારા બળી રાજાનું ઉદાહરણ સમજો, તો તમારો તુચ્છ સ્વાર્થ તેની આગળ શી વિસાદ ધરાવે છે ?

નાનમ અફ્ઝુદો આબે રૂયમ કાસ્ત;
બેનવાઇ બેહ અઝ મઝલ્લત ખાસ્ત.

મેં મ્હારી રોટીને વધારી ને આબુને ઘટાડી. ખુવારી કે બેઇજ્જતીથી માગવા કરતાં બેનવાઈ અને ભુખમરો હજાર દરજ્જે ભલો. લોભ જ્ઞાનનો નાશ કરે છે, અને ડહાપણ નાશ પામવાથી લજ્જા લાગે છે. લજ્જા લાગવાથી તેના ધર્મ કર્મ હણાય છે. ધર્મ હણાયાથી તેને ત્યાં તો વૈભવ ને શુભ કાર્યો પણ હણાય છે.

કામ ક્રોધ મદ મોહસો, જ્યુધલોં પ્રકટ રે શાંત;
ત્યઉ લોભ અકાશસો, ધાવત મિટે ન અંત.

કામ, ક્રોધ, મદ, મોહ વિગેરે ભુખના જેવાં છે, અને જ્યારે તેમને ભક્ષણ મળે ત્યારેજ તેમને શાન્તિ થાય; પરંતુ આકાશ રૂપી લોભનો તો ધરાતાંએ કદિ અંતજ આવતો નથી, અને દુઃખની જાળમાંજ મનુષ્યોને એ લોભ તો ગુંગળાવ્યાજ કરવાનો. માટે હે ભાઇ ! દુઃખડાં ટાળવા માટે સૌ કરતાં પહેલાં તું લોભ તજી દે. જે પુરૂષ કેફ કરે છે, અને જુવાના અખાડામાં જાય છે, અથવા વ્યસનીની સોબત કરે છે, અથવા છીનાલવાની સંગતી કરે છે, તેણે પોતાનો પૈસો ઉતાવળો કેમ થઈ રહ્યો, અને હું દરિદ્રિ કેમ થયો, એ વાતનું તો આશ્ચર્ય આણવુંજ નહીં એવાં વ્યસનની પછવાડે જેઓ વળગ્યા, તેમને તે વ્યસનની કેફમાં

પોતાની આંખો આગળ કાંઈજ દીસે નહીં એવા થાય છે. રાત અને દહાડે જેમને એવોજ છંદ છે, આ દ્રવ્ય છે તે ઉડાવીએ અને તે થઇ રહ્યા પછી પાછું ઉડાવવાને જોઈશે તે પેદા કરીશું, છેલ્લી વારે કરજ કાઢીને પણ ઉડાવીશું, એવા વિચારના પુરૂષોને દરિદ્રતા એ શિક્ષા ઘણી થોડી છે. તેઓ બીજા લોક જેવો વિચાર કરે છે તેવો વિચાર કરતાજ નથી. વ્યસનને સ્વાધિન થયા હોય છે માટે, તેમને સઘળી સારી વાતો ઉલટી દીસે છે. જેની આંખમાં કમળો થયો હોય તેને સઘળી વસ્તુઓ પીળીજ દેખાય છે. જેની આંખમાં અભિમાનનો અહંકાર છે તે ઇશ્વરને પણ કહેશે કે; "તમે શામાં ?" ને જે મોટા છે તે પથ્થરને પણ નમીને કહેશે કે; "તમેજ અમારા દેવ !"

बहूनां जन्मना मन्ते ज्ञानवान्मां प्रपद्यते
वासुदेवः सर्वे मिति स महात्मा सुदुर्लभः ॥

આ બધું ઇશ્વરનું રૂપ છે, એ બધામાં ઇશ્વર છે, એવું જ્ઞાન જેને થઇ જાય છે. તેજ ભકત પ્રભુને શરણે જાય છે એવો જ્ઞાની મહાત્મા મળવો બહુ દુર્લભ છે; કેમકે ઘણા જન્મો પછીજ આવું સાચું જ્ઞાન થઇ શકે છે. ઉજ્જન નગરીમાં એક વખત ભોજ રાજા ઘોડા ખેલાવીને શહેરમાં આવતો હતો, તેવામાં આગળ કોઇ જતું હશે તેને બીજા રાજ પુરૂષો ગાળો દઇ કહેવા લાગ્યા; "એ રે ! આંધળા, આંધળા, બાજુએ મર !" એમ હાંક મારી રસ્તામાંથી બાજુએ કર્યો એટલામાં રાજા પોતે ત્યાં આવી લાગ્યો. તેણે તે આંધળા પાસે આવીને નમ્રતાથી કહ્યું; "અહો અંધરાજ ! કેમ, કુશળ તો છો ?" આંધળે કહ્યું; "મહારાજને મળ્યાથી પરમ સુખી થયો છું. કેમકે, સુપ્રસન્ન વદનવાળા ભૂપતિની દૃષ્ટિ જ્યાં જ્યાં પડે છે ત્યાં ત્યાં શુદ્ધતા, કુલીનતા, ભદ્રતા ને સુભગતા, એની મેળેજ જઇ મળે." રાજાએ પુછયું કે; "તમે શી રીતે જાણ્યું, કે હું રાજા છું ?" ત્યારે તેણે ઉત્તર દીધો કે; "ભોજ વિના બીજો કોણ આવું મધુર ભાષણ કરે ! બીજા નીચ તો ગાળ દઈને ગયા, આપે તો મને અંધરાજ કહી બોલાવ્યો. રાજા હોય તેજ બીજાને રાજા કહે. માટેજ જાણું છું કે તમે ભોજરાજ પોતેજ છો. મ્હારાં લલાટ ચક્ષુ ફુટી ગયાં છે, પણ હૃદયચક્ષુ દેખતાં છે, !" ભોજે પ્રસન્ન થઈ તેને લાખ ટકા સહિત અંધ યષ્ટી અપાવી. એવું એ બને છે, કે મોટાં માણસોની કૃપા ઉતરે છે તો એક ગરીબનું કલ્યાણ થઇ જાય છે, અને એવું એ બને છે, કે તેમની જરા જેટલી અવકૃપા થઇ તો પ્રાણ પણ લે છે. માટે મોટાં માનવીઓના રંગ ઢંગ અને મીજાજ વિષે ચોકીનેજ ચાલવું ભલું છે. તેઓ કદાપિ ગાળ દઇએ તો ઇનામ પણ આપે છે, ને કોઇ વાર તો નમીને સલામ કર્યે તેનો પણ ગુસ્સો કરી ભોમરૂં ચઢાવે છે.

હસીનોસે દીલકા લગાન બુરા હે,
નહીં જાનને હૈં સતાના બુરા હૈ.—હસીનોસે.
કૈસે કરૂં મેરી, કીસમત બુરી હે,
તુમ તો હો અચ્છે, [illegible] બુરા હૈં.—હસીનોસે.
વફાદાર દુન્યામેં કોઇ નહીં હૈ,
મીલે કયા ફાસીસે ઝમાના બુરા હૈં.—હસીનોસે.

હીરજી ! જ્યાં સુધી તમે સ્વાર્થિ વિચારથી પોતાની જાતને વાસ્તે સુખ આ સુખના પદાર્થો શોધશો ત્યાં સુધી ખરૂં સુખ તમારાથી દુર નાસશે; અને દુઃખ અને દુર્ભાગ્યનાં બીજ રોપાશે. જેટલે અંશે બીજાનું ભલું કરવામાં—પરોપકારમાં અહંતાનો તમે ત્યાગ કરી શકો છે, તેટલેજ અંશે તમે સુખ મેળવવાને લાયક બનો છો; અને આનંદના ભોકતા થઇ શકો છો.

બુરો બિચારો ઓરકો, ભલો આપકો ચહાઈ;
રજ ડારે જિમિ સૂરપે, પરે સો નિજ મુખ આઇ.

જેમ સુરજ સામે ઉંચે ધુળ નાંખ્યે તો તે પાછી આવીને આપણુંજ મુખ ઉપર પડે, તેમ બીજાનું ભૂંડું વિચાર્યે અને પોતાનુંજ સારૂં માંગ્યે, તો પોતાનુંજ ભુંડું થાય, ને સામાનું તો ભલુંજ થાય. અતિશે હઠ કરીને જે પારકાનું ભુંડું કરે તેનું બમણું ભુંડું થાય. ચોપટની રમતમાં પોતાને ઘેર આવેલી પાકી સોગઠી, તેને હઠ કરીને પોતાની પાકી સોગઠી વડે જો મારે, તો પોતાની સોગઠી પણ કાચી થાય છે.

અતિ હઠ [illegible] પર બુરો, કરે ન લહિ સુખ સોઇ;
આઇ નિજકે સાર હતિ, સ્વપકી કચ્ચી હોઇ.

તમારૂં મન તમને સુખના કે આનંદના, અથવા સંતાપ કે વિપત્તિના રસ્તે ભોમિયો થઇ દોરવે છે. માટે તમે ઘોડાગાડીએ ફરતાં ફરતાં આજે પાઈ પાઇના ઓશિયાળા થયા છો, તેમાંએ જો કોઇ પણ સબુરીનો રસ્તો દેખાડશે તો તે તમારૂં મનજ દેખાડશે. દુઃખનો ચિતાર પણ તેજ તમારી આગળ ખડો કરશે. વાસ્તે એ ભોમિયો જ્યારે આડો ને દુઃખકર રાહ બતાવે ત્યારે તેને છોડી દઇ હુકમ કરજો કે,

અરે જારે, મન ! દુસ્મન થઇ કેમ દીલડું દુખાવે !
નવ કર મુજપર જુલમ સીતમગર-કાંય સતાવે !—અરે જારે.
હસીન સુરત તુંજ, મનના મોહન મુજ-મન મજનું લોભાવે.
તન મન ધન સરૂ કરૂં અરપણ પણ જો મન દર્દ મીટાવે,
દુખ જાવે સુખ આવે—અરે જારે !
દીલદારીમાં દીલ લઇ, દીલડું મુઝાવે,
દીલ આંસુની ધાર ધરે, દુખ તો ભુલાવે ! નવ કર.

જે કાંઈ આગળ આવે તે પર મનને રાજી રાખવું. લોભ કીધાથી શું નુકશાન પુગે છે, અને કેવી મહેનત પડે છે તે સમજાવવું; ઉડાઉપણાથી શી શી ખરાબીઓ પુગે છે તેની ખબર આપવી; અને ગયેલી ચીજો વીશે મનને અશાંત થવા દેવું નહીં, એ બધાં સબુરીનાં કામ છે. બુદ્ધિ અને વિદ્યાથી મન ઉપર તમારો કાબુ રહેશે. અવિદ્યા અને દુર્બુધ્ધિ તમને અનેક વિટંબણામાં નાંખશે. પૃથ્વીમાં અનેક લોક છે; તેમાં કોઈ માતબર ને કોઈ દરિદ્રી છે. કોઈ નિર્મળ ને કોઈ મલીન છે. એનું કારણ શું હશે ? કોઈ રાજા ને કોઈ ભીખારી, કોઈ ઉત્તમ ને કોઈ નીચથી પણ નીચ છે. તેનો ઉત્તર એજ છે કે; એ ઓછા-અદકાપણું સર્વે પોતાના ગુણ કર્મથી થાય છે. જે ગુણવાન છે તે મોટું નસીબ ભોગવે છે, ને જેનામાં ગુણ નથી તે દરિદ્રી છે. No fire wi hout smoke.

કછુક ગુનતેં રિઝિયેં, ખીજે ન દોખ અતિ હોઇ;
મિષ્ટ સોત સોત સાગર હો, માંનત ક્ષાર ન કોઇ.

કોઈમાં કોઇ એક પણ ગુણ દેખીને રીઝવું, પણ ઘણા દોષ હોય તોએ ખીજવું નહીં. ખારા સમુદ્રમાં જમના નદીની મિઠી ધારા વહેતી દેખીને સર્વ કોઈ આશ્ચર્ય પામે છે, પણ સમુદ્રના સઘળા જળમાં ઘણાં પ્રમાણમાં ખારાશ જોઇને સૌ આશ્ચર્ય પામતા નથી, કેમકે એ તો સદા એવોજ છે. તેમ જીવ પણ સદા દોષથી ભરેલો છેજ, પણ મિઠાશરૂપી ગુણનુજ સૌને આશ્ચર્ય લાગે છે. જે જેના પેટમાં ઉત્પન્ન થયો તે તેના બાપનો ધંધો સમજે છે, પછી લોકો એવું કહે છે કે—"આ સારો ને આ કામ કરનારો છે," એવી રીતે જે પ્રવીણ છે તે સર્વ કામો કરે છે અને જે ઠોઠ છે તેનાથી કાંઈ બનતું નથી. જે કામ ધંધો જાણે છે તે પેટ ભરે છે, અને જે નથી જાણતો તે ભીખ માંગે છે. એ વાત જગતના વિષે પ્રત્યક્ષ દેખાય છે. રામદાસજીનું આ વચન છે.

હરકે ફરિયાદ રસી ફજે ગુસીબત ખાહદ;
ગુ દર ઐયામે સલામત બ જવાંમર્દી કુશ.
બંદેએ હલકે બગુશ અર ન નવાઝી બેરવદ;
લોત્ફ કુન લોત્ફ કે બેગાંને શવદ હલ્કે બગુશ.

મુસીબત, આફત, કે મુશકેલીમાં આવી પડેલો દુઃખ્યારો જો ત્હારી સોડે રોડણાં રડવા આવે તો તું તેને કહે; કે હે! તું જવાન છે તો જવાનીના સુખના વખ્તે તું પોતેજ કોશીશ કર. પરંતુ જો ત્હારો હુકમનો ઉઠાવનાર નોકર હોય અને તેના ઉપર તું કંઇજ નવાજેશ કે બક્ષેશ નહીં કરીશ તો તે ચાલ્યો જશે. માટે તું બક્ષેસ કર, બક્ષેશ કર, જે ત્રાહિત હશે તે પણ ત્હારો ગુલામ ને ચાકર થઇને રહેશે. જેનામાં વિદ્યા નથી તે હલકો ગણાય છે, અને વિદ્વાન છે તે સાહેબી ભોગવે છે. "પોતાનો ધંધો નહીં શીખીશ તો શું તુ ભીખ માંગીને

ખાઇશ ?" એવું સર્વ લોકો બોલે છે. માટે સિધ્ધ થાય છે કે—જે કંઈજ શીખે નહીં તે ભીખારી. બાપ ભીખારી ને હલકો છતાં પુત્ર માતબર થાય છે; કેમકે તે વિદ્વાન છે. જેને વિદ્યા નથી, બુધ્ધિ નથી, વિવેક નથી, ઉદ્યોગ નથી, કુશળ પણું નથી, તથા જે કાંઇજ કરી જાણતો નથી તે પ્રાણીને દરિદ્રી જાણવો. વિદ્યા, બુધ્ધિ, વિવેક વિગેરે જેમાં છે તે સાહેબી ભોગવે છે, તે સાહેબી છોડી દે તો તે પણ છુટતી નથી. બાપ સાહેબી ભોગવે ને છોકરો ભીખારી જેવો ફરે તેનું કારણ બેટે બાપની પેઠે ઉદ્યોગ નહીં કરવાનુંજ છે! જેવી જેની વિદ્યા, તેવા ઉદ્યોગની તેને ઉલટ ઉપજે છે. તે હોંસથી જેટલો ઉદ્યોગ કરે છે, તેટલુ તેને મળે છે. લોકોની ચાલજ એવી છે કે, પોતાની હીંમત પ્રમાણે ઉદ્યોગ કરે. જેને વિદ્યા તથા સાહેબી નથી તે ખરાબ દેખાય છે. પશુ પક્ષીઓમાં પણ જે ગુણ ને શીખનારાં છે, તેને ધનવાન લોકો પાળે છે. તેવીજ રીતે માણસોનું પણ છે. વાસ્તે જેમાં એકે ગુણ નથી તે દુઃખીનું જીવ્યું વ્યર્થ છે. જેમાં ગુણ, માન, સામર્થ્ય, મોટાઇ, કુશળતા, ને તર્ક નથી તેજ વિપત્તિ વેઠે છે. વાસ્તે અંગમાં ઉત્તમ ગુણો એજ સુખ ને સાહેબીનું લક્ષણ છે. પણ તે ન હોય તો સાહેબી કયાંથી મળશે ?

हस्तस्य भूषणं दानं सत्यं कंठस्य भूषणम् ।
श्रोत्रस्य भूषणं शास्त्रं भूषणैः किं प्रयोजनम् ॥

હાથનું ભૂષણ તો દાન છે, કંઠનું ઘરેણું સચ્ચાઈ છે, કાનનું ભૂષણ શાસ્ત્ર સાંભળવું એ છે, બીજાં ઘરેણાંનું હવે સૌને શું કામ છે? જગતને વિષે જે સર્વ વાતનું જ્ઞાન મેળવે છે, તેનેજ માન મળે છે. કેમકે વિદ્યા એજ માનનું કારણ છે. વાયુ સાથે જેમ સોરમ વળગી છે, કમળની લીસી અને કોમળ પાંખડીઓ સાથે જેમ ભમરો વળગ્યો છે, માન સરોવર સાથે જેમ હંસનું મન લાગેલું છે, ચંદ્રમા સાથે જેમ ચકોર પક્ષીની નજર લાગી છે, મેઘ ઘટાથી જેમ મોરને આનંદ લાગે છે, ગાયનના સૂરોથી જેમ હરણનું ધ્યાન લાગે છે, જળથી જેમ પાણીમાં રહેનારી માછલીઓને આનંદ લાગે છે, સૂર્ય કાન્તિમાં જેમ ચકવાની દૃષ્ટિ લાગે છે, તેમજ દરેક સગવડની સાથે તેને લગતી અગવડો લાગેલીજ હોય છે. દરેક હરકતની સાથે તેને લગતી બરકત હોયજ હોય.

If you will enjoy the fire, you must put up with the smoke.

નીતિ નિપુણોને નિંદા કે સ્તુતિ કરવા દો, લક્ષ્મીને ઇચ્છા પ્રમાણે આવવા દો યા જવા દો, મરણ હમણાં આવે કે ઘણે વરસે આવે નો તેને ગમે ત્યારે આવવા દો. પરંતુ જે હિંમતવાન હશે તે દુઃખના મારેલા સીધે રસ્તેથી એક ડગલું પણ હઠવાના નથી. કુદરતી કોપનીએ જેમને દરકાર નથી, પરંતુ જેઓ ખુદાનો હુકમ માથે

ચઢાવીને બેઠા છે તેમને ભો શેને ? સેખ સાદી સાહેબ કહી ગયા છે, કે એક વાર મેં એક ફકીરને દીઠો હતો, જે પહાડની ગુફામાં પડી રહેતો, ને ભલભલા અમીર ઉમરાવો કે પાદશાહો પણ તેના દીદારનાં દર્શન કરવા જાય તેને તે કોહું પણ આપતો નો’તો. કેમકે

હરકે બરખુદ દરે સવાલ ગોશુદ; તા બેમીરદ નયાઝમદ બુઆદ.
આઝ બોગઝારો પાદશ.હી કુન; ગરદને બીતમએ બુલંદ બુઆદ.

જેણે પોતાને હાથ ઓળતો કીધો, જેણે સવાલનો દરવાજો ઉઘાડવા માંડયો, જેણે મોહતાજમંદ થઇ માગવા માંડયું, તે શખ્સ મરતાં સૂધી હાજમંદ, દુઃખી અને ભિખારી રહેવાનો. હે ભાઈ ! લોભ છોડી દે; ત્યારેજ તું પાદશાહી કરીશ. કાંકે ગરદન તો વગર લોભવાળાનીજ ઉંચી રહે છે. એવામાં એક સમયે કોઇ યુકિતબાજ પાદશાહ તે ફકીરને ભેટવાને આવ્યો, અને એકજ દહાડો પોતાના મહેલના સુફરા ઉપર ખાવાને પધારવાની મહેરબાની કરવાની વિનંતિ કરી. તે પાદશાહી આમંત્રણને માન આપી પેલો ફકીર તેના મહેલ ઉપર ગયો. બીજે દિવસે ફકીરને સુફરા ઉપર બેઠેલો જોઈ તેનું એહસાન માનવાને પાદશાહ તેની નજીક ગયો, એટલે પેલો ફકીર ઉઠીને ઉભો થયો ! પાદશાહ વિદાય થયા પછી, ફકીરને બીજાઓએ પૂછયું, કે એટલી બધી આજેજી કેમ ? કે હવે તું ઉઠીને ઉભો થાય છે ? અને તે બોલ્યોઃ—

“ હર કેરાં બૈર સમાત બેનીશરતી;
વાજેબ આમદ બખેદમતશ બરખાસ્ત. ”

જેનાં ખાણાની ટેબલ ઉપર તું ખાણું ખાવાને બેઠો તેની ખીદમતમાં ઉઠી ઉભું થવાનું વાજબી થઇ પડયું. ખાધું ધાન ને ગયું માન. ધરતીકંપ, જવાળામુખીનું ફાટવું, રેલ ચઢી આવવી, એવાં કુદ્રતી દુઃખો આગળ માણસનો દોષે શું છે ? ને ઉપાયે શું હોય ? એ તો અચાનક આફતો છે. એવી અકસ્માત વિપત્તિઓ પણ ઇશ્વરે માણસનાં કાંઇ નહીં જણાયેલાં છુપાં સુખનેજ માટે સરજેલી ધારી લેવી. પરંતુ આવાં દુઃખો કોઇ કોઇ વારનાજ હોય છે. તેમાં દુઃખ પામનારાંઓને એટલો તો સંતોષ લઈને મન મનાવવાનું રહે છે કે; “ જે સૌનો રાહ તે આપણો રાહ. ” બધાંને દુઃખી દેખીને એક હમેશના દુઃખીને ઘણું દુઃખ લાગી આવતું નથી. કુદ્રતી દુઃખો બહુજ થોડાં હોય છે, ને તે જ્યારે આવે છે ત્યારે એક બેને નહીં પણ ઘણા મોટા ભાગને નડતાં હોવાથી મન સમજાવવાનો સધ્યારો તો મળેજ છે. તેમાં પણ અજ્ઞાનને લીધે એવાં દુઃખોને “ ઇશ્વરનો કોપ ” અથવા “ ખુદાઇ ગજબ” બોલવામાં આવે છે, પણ તે ખરૂં નથી. આ જગતમાં ઇશ્વરે પોતાનાં માનીતાં પ્રાણી “ મનુષ્ય ”ને દુઃખ દીધુંજ નથી. દુઃખ દેવાનો તો ઇરાદોએ રાખ્યો નથી.

"ઈશ્વરે આ જગતમાં દુઃખજ સરજ્યું છે," "આપણને પરમેશ્વરે અભાગ્યાં ને કમનસીબ સરજ્યાં છે," "આપણે આગલા ભવમાં કેવાંક પાપી હઈશું કે આવાં દુઃખો દેખ્યે છિયે," "બળ્યો એ અવતાર, સરજાયાંજ ના હોત તો એક નામ!" વગેરે ઉદ્‌ગારો કાઢી આપણે ખુદાને અન્યાય કર્યે છિયે. પરંતુ ખુદા પોતાની કૃપા કાંઈ ઓછી કરતા નથી. અંધારાંને રોજ ઉઠીને સૂર્ય કાઢી મૂકે છે, ને નિત ઉઠીને પાછું અંધકાર તો દોડતું આવે છે. દુઃખ સુખ સાથે મનનો સંબંધ છે, જેથી ઘડીકમાં ચિંતા ને ઘડીકમાં નચિંતાઈ આવે છે.

ચે જોગ હમેં અતિ ભાયા હૈ. (ટેક)

છોડ દિયા સબ માલ ખજાના, હીરા મોતિ લુંટાયા હૈ;
ફેંક ફાક કે શાલ દુશાલા, જગસેં ચિત્ત ઉઠાયા હૈ.—ચે૦ ૧

લોક લાજ કુલ કાન છોડ સબ, મન માશૂક લુભાયા હૈ;
ધીરજ ધર્મ સભી છોડા તબ, મગન ફકીરી પાયા હૈ.—ગે૦ ૨

જંગલમેં અબ રમતા હૈ દિલ, બસ્તીમેં ઘબરાયા હૈ;
માનુષ ગંધ ન ભાતી હૈ સંગ, મરકટ મોર સુહાયા હૈ.—ચે૦ ૩

ચાક ગરે બાંદર કે દમ દમ, આહે ભરના ભાયા હૈ;
રંગીલાલ કો ઇશ્ક રૈન દિન, ચે સબ ખેલ ખિલાયા હૈ.—ચે૦ ૪

સંતોષી મન હમેશાં પોતાની હાલત કરતાં નબળી હાલત સાથેજ સરખામણી કર્યા કરે છે, ને સુખી રહે છે. જ્યારે અસંતોષી મન હમેશાં પોતાની હાલત કરતાં ચઢતી હાલત સાથેજ સરખામણી કર્યા કરીને દુઃખ પામે છે. પહેલી હાલત હમેશાં ખુશી ખુશાલીમાંજ મનને રાખે છે, ને બીજી હાલત હરદમ મનને નાખુસીમાં બાળ્યા કરે છે. તું જે આશુદાર ગરીબોને આપે છે, તું જે હરરોજ ખાય છે, તેનેજ હું ત્હારૂં દ્રવ્ય માનું છું, બાકીનું તું કોને માટે રાખે છે? શા સારૂ હાયવાય કરે છે?

લોભ, લાલચ, અદેખાઇ, દ્વેષ, અને એવા સર્વ દુઃખદ વિષયોથી સંતોષી જન મોકળો રહે છે. લોભી ગીધડાઓ અસંતોષીની ઉપર ત્રાપ મારવાને ભમ્યાજ કરે છે, પણ સંતોષીને છેડતા નથી. ગૅરિબૉલ્ડીએ ઇટાલીની સ્વતંત્રતાનો મૂખ્ય નાયક થઇને ઑસ્ટ્રીઅનોને ઇટાલીની જમીનમાંથી હાંકી કાઢયાં; પરંતુ તેણે પોતાના હાથમાં રાજ કારભાર નહીં લેતાં વિકટર ઇમાન્યલના હાથમાં રાજ સોંપીને પોતે પોતાને ગામ જઇને પાછો પોતાને હાથે હળ ખેડવાનો ધંધો કરવામાં સંતોષ માન્યો હતો. તે જો ઈચ્છા કરત તો પોતે બાદશાહ થઈ શકત. તેણે પોતાનું પેન્શન પણ લીધું નહીં. એક ન્હાના બેટની ઝુંપડીમાં રહીને પોતાના હાથથી ઉપજાવેલા અનાજથીજ પોતાનો ગુજારો કરતો રહ્યો હતો.

ચું ચીરે શવદ બર દિલે મર્દે રશ્ક; પકી દર્દમંદી ખુવદ બી પેઝશ્ક.
વગર બર એરદ ચીરે ગર્દદ હવા; ન ખાહદ બ દીવાનગી બર ગવાહ.

મનુષ્યના અંતઃકરણમાં મત્સર ભરાઈ બેસે છે ત્યારે તે વૈદ વગરનો રોગી જેવો થઈ પડે છે. તેમજ જે બુદ્ધિ ઉપર લોભનું પડ ફરી વળે છે તેને દિવાનો, ચડેલો, ગાંડો પુરવાર કરવા સારૂ સાક્ષી ગવાહીની જરૂર રહેતી નથી. જે વસ્તુ આપણી પાસે નથી તેની ઈચ્છા કરવી એજ ખરાં દુઃખ કરતાં વધારે મુશકેલીનું મુળ છે. સંતોષી મન જે તેની પાસે હોય તે ઉપરાંતની ઈચ્છા કરતુંજ નથી. એપોલોડોરસની પાસે ઢગલાબંધ દૌલત હોવાથી સૌ કોઈ તેની એટલી બધી દયા કરતાં હતાં, કે તેના જેવો રાત ને દહાડો સોસાઈ રહેલો, ફગળાયેલો સંતાપેલો, ને ગમગીન કોઈ પણ માણસ હોતું ના. કેમકે લાખો રૂપ્યાનો ધણી હતો, પરંતુ તેના પાપી અંતઃકરણમાં તો વિંછુઓ ડંખ મારી રહ્યા હતા. એ કેસેન્દ્રીયાનો જુલમગાર હતો. તે જેને ચાહે તેને મારતો ને જેને ચાહે તેને કાપતો, અને તેની ક્રુરતાનો તો પારજ નો'તો. પરંતુ જાલમ બેત ખરાબજ હોય છે. સાધારણ મનુષ્ય પણ એવાઓનો કાળ થઈ પડે છે. તેવીજ રીતે એન્ટીગોનસ ગોનેટાસે છેવટે એને ભર ઉમેદમાં ને ભર જાહોજલાલીમાં ઠાર કર્યો. માટે જેઓ આબાદ થવા ઈચ્છતા હોય તેમણે એકકી ફલંગે આબાદીને પકડવાની આશા કદી રાખવીજ નહીં. જ્યાં પોતે છે તે જગા અને આબાદી એ બેના વચ્ચે એક સ્ટેશન તેણે કરવુંજ જોઈશે; નહિ તો મૂર્ખ વાનરની પેઠે કુદવા જતાં વચ્ચે પડીને મરવું પડશે. તે સ્ટેશન નીતિનું છે. હે હીરજી! આ સ્ટેશને અટકવા વગર ચલાવેલી ત્હારી ગાડી અધવચ્ચે અટકી પડી છે, અને ચાલતાં ચલણમાં દશ વાનીમાંથી જ્યારે એક પણ ખાવા જેટલી તને ભુખ નો'તી લાગતી, તેજ ભુખ, ગાડું અટકી ગયાથી બમણી પેદા થઈ છે. ગરજ અને સ્વાર્થના દુઃખ અનીતિનાં છે.

પડી ગરજ મન ઔર હય, સરી ગરજ મન ઔર;
તુલસી ચિત્ત મનુષ્યકો, રહે ન એકી ઠોર.

ચુ કમ ખુરદન તબીઅત શુદ કસીરા,
ચુ સખ્તી પીશશ આયદ–સહલ ગીરદ.
વગર તન પરવરરત અન્દર ફરાખી,
ચુ તન્ગી બીનદ અઝ સખ્તી બેમીરદ.

જ્યારે કોઈને થોડું ખાવાની તબે પડેલી હોય છે, ત્યારે તંગીના વખતમાં તેને ભારી પડતું નથી. પણ જો સારા વખતમાં જે કોઇ ખાવરો ચાવરો હોય છે તે તંગીના વખતમાં દુઃખે દુઃખે મરીજ જાય છે. જુવાનીમાં જેણે શેર સોનું પેદા નહીં કર્યું, તે ઘડપણમાં પાશેર અન્ન પણ મેળવવાનાં ફાંફાં મારે છે. આનું કારણ એજ છે, કે જે તે પ્રસંગે જેવો કરવો જોઈએ એવો વિચાર આદમી કરતો

નથી. જ્યારે તે ડરતો નથી અને જ્યારે એનાથી કોઈ બિહતું નથી, અને જ્યારે તે કંઈજ ઇચ્છા રાખતો નથી અથવા કોઇની અદેખાઈ પણ કરતો નથી, ત્યારે તે પરમેશ્વરનાં તુર્ત દર્શન કરે છે. ડાઢ વિનાનો સર્પ, તથા મદ વિનાનો હાથી જેમ નામનોજ સર્પ અને નામનોજ હાથી કહેવાય છે, તેમજ ધન વિનાનો પુરૂષ પણ જગતમાં નામનોજ પુરૂષ ગણાય છે. જે પામ્યા તે રાખવાનો, જે નહીં પામ્યા તે મેળવવાનો, સંકટમાં પડયા છે તો તેમાંથી છુટકારો કરવાનો, એવાં આ ત્રણ વાનાનો વિચાર, ચાલતાં ચલણમાં નહીં કીધા પછી અન્યાયથી, પાપથી, અને આડા ઉપાયથી તમને પૈસો મેળવવાનો વિચાર થાય છે, પછી પેટને ખાતર કે પૈસાને ખાતર, જે પુરૂષ માનને લીધે અથવા તો લોભથી, ક્રોધથી કે ભયથી ખોટો ન્યાય કરે છે, તે પુરૂષ અનેક દુઃખો ખમીને નરકમાંજ જઈ પડે છે.

એરે બાગબાન મેરે બેન કાન દે કે સુનો,
તોરે ફૂલ પાત આન નેકહુ નિહારોં ના;
કરકે બિબેક નેક ટેક ન નમેકું દેત,
બયે એક એકકે અનેકકું ઉખારો ના;
કહે જયેષ્ટલાલ શ્રેષ્ટ તરકી સંભાલ રાખ,
નેષ્ટ વ્રજ આલ બાલતેં ઉખારો ના;
નિંદરકે મારે લેટ રહે કહા મંદિરમેં,
પૈઠે બાગ અંદરમેં બંદર નિકારો ના.

માટે હે હીરજી! ભાજી ખાયતો મૂળિયાંની પણ શરમ રાખ અને ત્હારો બોજો કોઈ બીજા ઇનસાન ઉપર નાંખવાનો વિચાર પડતો મેલીને ત્હારા પરવરદેગાર ઉપર નાખ. બસ આજેઝંદ ખલ્ક બ કસ એલતેજા મકુંન; હર આરઝુ કે મી તલબી અઝ ખુદા તલબ! જગતના સર્વે લોકો આજેઝ તથા હાજતમંદ છે; વાસ્તે તેમાંના કોઇની પણ તું કશી આશા તથા ખાહેશ ના કર. મગર હરેક કશી ઉમેદ તું ચાહતો હોય તો તે ખુદાતાલા પાસેથી માંગ, કે તેજ એકલો તવંગર તથા સકિતવાન છે. પરંતુ જો તું ખાકી મનુષ્ય પાસે ત્હારી હાલતનો ઇનશાફ કરાવવા જઇશ તો ત્હારી હાલત બમણી બુરી થશે; કારણકે દુન્યામાં એટલી બધી અદેખાઇ, દ્વેષ, ઇર્ષા, અને નિંદા તથા ગપો હયાતિ ભોગવે છે, કે જેના ખોરાકને માટે જયારે કોઈ શિકાર હાથ નહીં આવતો, ત્યારે પેગંબરની પણ નાલેસ્તી કરવા વગર ચાલતું નથી, તો પછી જેણે દુષ્ટ આચરણ અને બદકામ કર્યાંજ છે, તે જેવો તાજો ખોરાક મૂકી દઇને લોકો પેગમબરના જેવો સુકકો સટ ખોરાક શા માટે લીએ?

બ ઓજરો તોબેહ તવાં રસતન અઝ અઝાબે ખુદાએ;
વલે મી ન તવાં અઝ જુબાંને મરદુમ રસ્ત.

આલોજી અને પાપનો પસ્તાવો કરી તોબા કીધાથી ખુદાતાલાના દંડમાંથી કદાપિ છુટી શકાશે, પરંતુ આદમીની જુબાનમાંથી કદિ પણ ત્હારો છુટકો થનાર નથી. માટે ગીબત કે નિંદાની તું ઓછી પરવા કર. માણસે એકવાર પોતાનું ચારિત્ર અને સદગુણની આબુ ગુમાવી તે પાછી કમાવી મુશકેલ તો છે. એક કુતરો એક હાડકું પણ ચોરી જાય ત્યારે ખોસાતો ખોસાતો ફરે છે, કેમકે તેના દિલમાં પાપ છે તેથી જરા ખડખડાટ થાય કે બિહ મરે છે. પણ રાત્રે તેજ કુત્રાને ધણીના ઘરની સંભાળ રાખતી વખતે ચોરોની ગમે એવી ધાંધળ ધરપચની બીક લાગતી નથી. ત્યારે મનુષ્યમાં તો દિન ને રાત પાપજ હોવાથી તેનામાં હિમ્મત રહેજ કયાંથી ?

આનન જુઓ તો કેશરી, પણ હીંમતે શીયાળવા;
ડરતા ફરે દૂર થકી, તો સિંહ શાના મારવા !

ચોરને મનથી તો ઝાડનું દરેક પાંદડું એ સિપાઇજ લાગે છે. ખોટાં કરમ કરનારને વાર તહેવારની મોજ પડતીજ નથી. તેને તો પોતાનાંજ માંસનો ભક્ષ કરીને પોતાનાંજ લોહીના ઘોંટ ગળવા પડે છે. આવા ધો-તે કપડે ધુતારા ભાઇ વિષે નરમ શબ્દોમાં લોકો ટીકા કરે છે કે; "ધનજીમાં જો અનીતિનો ને લોકને રડાવવાનો અવગુણ નહીં હોત, તો મ્હારો ધનજી તો ૩૪મો ફરેસ્તોજ હોત !" જેમ પેલીકન પ્રાણી પોતાનુંજ લોહી પીને ગુજારો કરે છે, વિંછુ જેમ પોતાની માતાનુંજ પેટ ચીરી નાંખીને ઉધરે છે, તેજ માફક દુષ્ટ માણસ પોતાનું હૈડું કોતરી કોતરીને ખાઇને, ચિંતા ખાઇનેજ ગુજારો કરે છે. તમે જોશો તો

त्रिभिर्वर्षैं स्त्रिभिर्मासैस्त्रिभिः पक्षैस्त्रिभिर्दिनैः ।
अत्युत्कटैः पाप पुण्यैरिहैव फलमश्नुते ॥

અત્યંત મોટું પાપ કે અત્યંત મોટું પુણ્ય આ દુનિયામાંજ, ૩ દિવસમાં, કે ૩ પખવાડિયાંમાં, કે ૩ મહિનામાં, અથવા તો ૩ વર્ષમાંજ તેનું ફલ અને ભોગ ભોગવાવ્યા વિના રહેતું નથી. ઢોંગી ને ઠગ કોહલું ખેતરમાંથી હરામના માલની ચોરી કરે છે ખરૂં, પણ તેનું અંતઃકરણ ધબકતું હોવાથી તેજ ખેતરમાં બેસીને તેનાથી તે માલ ખાઇ શકાતો નથી. કોહલી અને બિલાડી જ્યારે પોતાના શિકારને પકડવાની થાય છે ત્યારે ઉંઘતી હોય એવા ઢોંગ કરે છે. એવું કહેવાય છે, કે ચો-તું કોહલું હમેશાં એક આંખ ઉઘાડી રાખીનેજ ઉંઘે છે.

દર બરબર ચુ ગોસ્પંદ સલીમ;
દર કફા હમચુ ગુર્ગે મર્દુમ ખાર.

ત્હારા મોઢાં પર તો ગરીબ ગાય જેવો થાય, ને ત્હારી પીઠ પાછળ તો ફાડી ખાનારાં વરૂના જેવો બને, એવો તે કાંઇ ત્હારો ખેરખાહ હોયજ નહીં. વ્હાલા હીરજી ! ત્યારે હવે બાજુએ આવ ! જીવનના કલહ અને ઉદ્વેગમાંથી જાદો

પડી હુંપણાની બળતી આગમાંથી અંતરનાં આશ્રય સ્થાનમાં પ્રવેશ કર; જ્યાં શાંતિનો ઠંડો પવન તને શિતળ કરશે, ત્હારામાં નવું જીવન રેડશે, અને તને નવું બળ આપશે. આ નવાં બળ વડે પાછો જાણે નવો જન્મ લેતો હોય તેમ ધન દોલતની આગલી બડાઇ જવા દઈ ધીમે ધીમે કરકસરથી અને નીતિના કૃત્યો મનમાં રાખી ટટાર થવા માંગશે, તો જરૂર ખુદાતાલા એકવાર તો ત્હારો ગુનાહ માફ કરી જે સ્થિતિ આગળ હતી તેના કરતાં પણ સારી હાલતમાં તને મુકશે. મીલીટરી ખાતાંમાં વારંવાર બૂમો પાડવામાં આવે છે કે; As you were! એટલે કે જ્યાં પ્રથમ હતા ત્યાં પાછા ગોઠવાઈ જાવ! છેલ્લો પ્રસારો કરવા પહેલાં તમે જે જગાએ હતા તેજ જગાએ પાછા આવી જાવ! ઉઠ. ઉભો થા, હીરજી! જ્યાં હતો ત્યાં ટટાર ઉભો થઇ જીંદગીની શરૂઆત પાછી શરૂ કર.

ધન મોટી મીલકતની કરે બડાઇ જેહ;
નવ સમજે સુખી કંઇ કહીં, દારૂણ દુ:ખીઓ તેહ.
કંચનની રેતી સહીત મોટી મોટી નદીઓ વેહ;
તેને વાડે ખેતરે કંચન વરસે મેહ.
પશ્ચિમની લક્ષ્મી સૌ તે પર તૂટી હેય;
જર જમીન ને જોરૂથી, જુવાન તે જો સોય.

## દિલાસા પત્ર ૩૪૧ મો.

"And yet, as angels in some brighter dreams
Call to the soul when man doth sleep,
So some strange thoughts transcend our wanted themes,
And into glory peep."

VAUGHAN.

હે જોરાવરસિંહ! ત્હારી દોલત ગુમાઇ માટેજ શું ત્હારી ઉપર અન્યાય ફાવશે? અરે, ત્હારા જેવા નામ પ્રમાણેજ જોર અને બળ રાખનારા ઉપર શું સંકટ ઉપરવારી થઇને ચઢી આવશે? શું નિરાશી તને કઢિએ પકડવા પામશે? શું મોત તને વશ કરી શકશે? હા, યાદ રખ, ભુલ મત, મોત બડા જોરાવર સિંહ હય! દુ:ખનું ઢાંકણુ મોત, પણ તે ઢાંકણુ જોરાવર છે.

ઓ ન્યાયિ અને જોરાવર મોત! બીજા કોઇથી જે બન્યું નથી, તે તેં બજાવી બતાવ્યું છે. આખી પૃથ્વિએ જેની ખુશામદ કરી, જેની રૂખ રાખી હતી, તે માણુસની તેં ખુશામદ કે રૂખરખાવટ રાખ્યાં વગર આ દુન્યાંમાંથી ફેંદી

દીધો. માણસની મોટાઇ, જાલમી, કે લોભને તેં પલકારામાં જમીનદોસ્ત કરીને કહ્યું; "ચાલ ઉઠ હ્યાંથી!" ને પેલો તુર્તજ ઉઠીને ચાલતોજ થયો. એવો ત્હારો "જો હુકમ" અખ્ખઇ ને અખંડ રહેજો! ઝાડનાં પાંદડાંને ખરી પડવાની પાનખર રૂતુ હોય છે, અને ફુલોનો કરમાઈ જવાનો વખત ઉત્તરનો પવન ફુંકવાની મોસમે આવશેજ. તારાઓને ઢંકાઇ જવાના કલાકો નજીક છે; પરંતુ હે મૃત્યુરાજ! વખત ત્હારોજ છે; તુંને આવવાની રૂતુ, મોસમ, કલાક કે વખત કાંઈ પણ મુકરર છેજ નહીં. એક ભુઝાય ને બીજું મંડાય! એક દેહ ખાલી પડયો, કે બીજો દેહ ભરાય! આજે શું ને કાલે શું!

"બસ કે ખરાબાત શુદ શોમએ ખરકે ગુલ;
બસ કે કતબખાને શુદ મુસતએ દુર્દ ખાર."

ઘણાંક દરવીશોનાં મઠો, ખાંનીપીનીના મથકો થઈ પડયાં છે; અને ઘણીક લાયબ્રેરીઓ નીશાખાનાંની જગા થઇ પડી છે. અથવા એમ પણ થાય કે, ગાન ગમતનાં ઘરો તે દરવીશોનાં મથકો થઈ પડયાં છે, અને દારૂ તાડીનાં પીઠાં તે કેતાબખાંનાં થઇ પડયાં છે. આર્ય વર્ગમાં ચિત્રગુપ્ત, યમરાજાના મંત્રી રૂપે સુપ્રસિદ્ધ છે. અસલી વિચારના લોકો એમ માને છે, કે મૃત્યનું રજીષ્ટર રાખનારો દફતરી તેજ છે, અને તે પોતાનાં દફતરોમાં સઘળાં માણસોનાં સારાં નરસાં સર્વ કર્મોની નોંધ ને વિગતો ટાંકી લે છે. સાધારણ રીતે લોકોમાં એમ પણ મનાય છે, કે મરણ પછી સર્વને એ અધિકારી સમક્ષ લઇ જવામાં આવે છે, અને પછી ત્યાં તેના કર્મોની યોગ્ય તપાસ થયા પછી તેનો નિકાલ કરવામાં આવે છે. એટલે ત્યાં ગયા પછી ચિત્રગુપ્ત તે મનુષ્યનાં કર્મોની નોંધવહી તપાસે છે, અને તેનાં કર્મોને અનુસરીને તેને ઇનામ કે બદલો આપે છે, અથવા શિક્ષા કરે છે. જેઓ શિક્ષાપાત્ર હોય છે તેમને તે નર્કમાં મોકલે છે, જ્યાં તેમને અનેક પ્રકારનાં દુઃખો ભોગવવાં પડે છે. એ ચિત્રગુપ્તની નોંધ એવી તો ચોક્કસ છે કે, તેમાં સર્વ કર્મ, પછી તે સારાં હો વા માઠાં હો, તે સર્વની તપસીલ જડી આવે છે. ચિત્રગુપ્તને રાખ રખાવટ હોતી નથી. તેને સમ વિષમભાવ છેજ નહીં, એટલે તે સર્વને યોગ્યજ બદલો આપે છે. એમ પણ મનાય છે, કે ચિત્રગુપ્તને શુધ્ધ અને સદાચારી પુરૂષો સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ છેજ નહીં, એટલે તેવા પુરૂષોના ઉપર તેનો કાંઈએ અધિકાર ચાલતો નથી. એટલે ચિત્રગુપ્તને એવા પુરૂષો સંબંધી કાંઈ જમા ખરચ પાડવાનું રહેતુંજ નથી. કારણ કે તેમનો અધિકારી ચિત્રગુપ્તથી પણ પર એવો કોઈ બીજોજ છે. એ ચિત્રગુપ્તનો રોજમેળ તે એજ. પળે પળે આપણામાંથી આ આકર્ષણ ગુણમય તેજ રશ્મિઓ સ્ફુર્યા કરે છે, તેણે કરીને આકાશમાં, નિત્યની નોંધમાં, નિરંતર છાપો પડયાંજ કરે છે; જમા ખરચ થયાં.

જ કરે છે. જેથી કરીને જ્યાં સુધી જમા ખરચનો આંકડો સરખો થાય નહીં ત્યાં સુધી આપણું ખાતું માંડી વળાવવાની આશા છેજ નહીં. આપણને સ્વર્ગ કે નર્ક, બેહિસ્ત કે દોજખ, સુખ કે દુઃખ, ઈનામ કે દંડની શિક્ષા, જે કાંઇ મળે છે તે સર્વનો મુખ્ય આધાર આપણા જીવિતકાળમાં આપણે કીધેલાં કર્મો ઉપર રહે છે, એટલે એ સર્વ કેવળ સ્વીકૃત યાને પોતેજ ઉપજાવેલું છે, એથી કરીને જે સંસારબંધન આપણને થાય છે, તેથી કેવળ શુદ્ધ અને નિઃસ્વાર્થી કર્મો કીધાથીજ છુટી શકાવાનો સંભવ છે. આપણાં પાપ પુણ્યનો બદલો આપનાર, અથવા આપણાં કર્મની આડે આવી શકનાર, એવો કોઈ ત્રીજો પુરૂષ ઉઘાડો કે છુપાયેલો, દ્રશ્ય કે અદૃશ્ય સૃષ્ટિમાં કોઇ ઠેકાણે છેજ નહીં. દેહનો નાશ થયો એ કાંઈ નાશ નથી. મૃત્યુ થયું એટલે એકજ પ્રકરણની સમાપ્તિ થઇ અને બીજાં નવાં પ્રકરણની શરૂઆત થઈ એમજ સમજવું; તે કયાં સુધી, કે આ સંસાર યાત્રાથી મુકત થઇએ ત્યાં સુધી. જન્મ મરણ એ તો આપણા કર્મનાં કાર્ય માત્ર છે. જેમ અગ્નિને સ્પર્શ કીધાથી દાઝયા વિના રહેવાતું નથી, તેમ કર્મના ફળ ભોગવ્યા વિના છુટકોજ નથી. તેથી કરીને આ ચિત્રગુપ્તને આપણે વિસરી ન જઇને સર્વદા આપણા આચાર વિચાર એવા રાખવા, કે એનો ભય આપણને રહેજ નહીં. સ્વાર્થને ખોટો પાડવા પરમાર્થમાં ગમે એવું દુઃખ આવી પડે, તે સોસી જાણવું એજ સુખ. એકવાર ઋષિ શૃંગના આશ્રમમાંથી ઋષિ વશિષ્ટ દેવે મહારાજ રામચંદ્રને કહેવડાવ્યું હતું કે, જમાઈના યજ્ઞમાં અમે રોકાયેલા છીએ, તમે ન્હાના છો, અને રાજગાદી ઉપર નવાજ બેઠેલા છો, વાસ્તે પ્રજાને રાજી કરવામાં મંડેલા રહેજો. તેમાં જે યશ છે તેજ તમારી સર્વથી ચઢિઆતી લક્ષ્મી છે. મહર્ષિનો આ ગંભીર ઉપદેશ રામચંદ્રે ભક્તિ ભાવથી માથે ચઢાવ્યો, અને પ્રતિજ્ઞા કરી કે મહર્ષિનો આ ઉપદેશ પાલન કરવા જતાં જો મ્હારી પ્રાણના કરતાં વ્હાલી સીતાને પણ છોડવી પડે તોપણ તેનાથી હું પાછો હટીશ નહીં. થોડા દિવસ પછી દૂતે આવીને ખબર આપી કે, લોકો રાવણના ગૃહમાં રહેવાને માટે સીતા દેવીની દામનના સંબંધમાં શંકા સંદેહ લાવે છે, કે લંકામાં થયેલી અગ્નિ પરિક્ષા પર તેઓ વિશ્વાસ રાખતા નથી, કે રાવણના ઘરમાં સીતા ચોખ્ખી રહી હશે કે કેમ? આ ખબર સાંભળીને પ્રથમ રામચંદ્ર વિજળીનો ઝટકો લાગ્યો હોય તેવી રીતે સ્તબ્ધ થઇ ગયા. થોડીવારમાં આ રાજ–સન્યાસીના દૃઢ ચિત્તે ખરૂં બળ ધારણ કર્યું. તેણે તો ઋષિ વાકયના જવાબમાં પ્રતિજ્ઞા કરી હતી, કે પ્રજાના મનને સંતોષ આપવામાં પ્રાણના કરતાં પ્રિયતમ સીતાની, પણ આહુતિ આપીશ. તે પ્રતિજ્ઞા અને ઋષિ વાકય કદી તોડાયજ નહીં, તે છતાં રામ વિચલિત થયા નહીં. કર્તવ્ય નકકી કર્યું. તરત લક્ષ્મણને બોલાવીને આજ્ઞા કરી કે, “પૂર્ણ ગર્ભવતી

સીતાને ગંગા નદીને કીનારે છોડી આવ !" ભાઈની આ તીવ્ર આજ્ઞા તોડવાની પણ લક્ષ્મણે હિંમત કરી નહીં. તે તિક્ષ્ણ અને રોમાંચિત્ત આજ્ઞાને તરત પૂર્ણ કરવા પણ તે સત્વર તૈયાર થયો; જેથી ઋષિનો ઉપદેશ પ્રતિપાલિત થયો, ઉપદેશક અને ઉપદેશ લેનારનો મહિમા જગતમાં પ્રચાર થયો. હાથીનું મોત મગતરે. હે જોરાવરસિંહ ખસખસની ઠોકર એટલીજ ત્હારૂં મોત આણવાને બસ છે. માટે તું મોતથી તો શું, પણ કશાંથી પણ ડરતાં, તું પોતે પોતાને ઓળખ, અને ત્હારાં કર્મ શિવાય તું બીજાં કશાંનો ધાક નહીં રાખતાં ત્હારૂં હૈડું પ્રેમ અને પ્યારથી ભરેલું તળબોળ રાખ. ત્હારામાં રોગ પેઠો છે, પણ તે રોગ શું છે ? પ્રેમની ગેરહાજરીને લીધે ઉપ્પન્ન થયેલી આપત્તિ. દર્દ શું છે? પડછાયો જોવાથી પેસી ગયલો ધાક. આફત શું છે? ધોળે દિવસે આવેલાં સ્વપ્નાથી ગભરાઈને બુમ પાડવી તે. ત્યારે ખરૂં જોતાં તો ગભરાટ ઉત્પન્ન કરે એવી કોઈ વસ્તુજ નથી. સર્વ દિશામાં, સર્વ કાળમાં, અને સર્વ દેશોમાં એકજ પરવરદેગારનું પરમ તત્વ ભર્યું છે, અને તે તત્વજ અમારો તો આત્મા છે, તો પછી અમે કઇ વસ્તુથી ડર્યે ? ફકીરા મસીદ, ને જ્યાં પડયા ત્યાં નચિંત જેવા જે અમે, તેવા હાથ ધોઈ પરવારી ગયેલાને ડર હોયજ કેમ?

દરવીશે નીક સીરતો ફરખુન્દે રાએરા;
નાને રોબાતો લોકમએ દરૈયુઝે ગુ મબાશ.
ખાતુને ખુબસુરતો પાકીઝે રાએરા;
નકશો નેગારો ખાતેમે ફીરૂઝે ગુ મબાશ.

કહો કે, નેક ખસ્લત અને પવિત્ર વિચારના ફકીર લોકને સાનકના ટુકડા અને ભિખના કોળિયા નહીં જોઈએ. કહો કે, ખુબસુરત અને સોહામણા ચહેરાની બીબીને શણગાર અને ચાંલ્લો કે પીરોજાની વિંટી નહીંજ જોઈએ. He that has nothing is frighted at nothing. મોતને કે મંદવાડને કાંઈ મુહૂર્ત હોય? મોતને કે મંદવારને મુહૂર્ત નહીં હોય. મોત ને મંદવાડમાં પણ તું પ્રભુનેજ જો.

અય બેસમજ સમજ કે યહ મશહુદ કોન હય;
હર શેમેં દેખ લે કે યહ મૌજુદ કોન હય.—અય૦
ગરચે ખુલા હો રાઝ, સમી ઓ બસીરકા,
હર ફાલમેં યહ દેખ લે, મકસુદ કોન હય.—અય૦
આદમ હય કોન તીન્નતે આદમ કહાંસે હય;
સેજદા કીયા સો કોન, વ મસજુદ કોન હય.—અય૦
ખીલવતમેં કોન ઝાહેદો, મીનોશ હો ગયા;
આબીદ હુવા સો કોન, વોહ મયબુદ કોન હય.—અય૦
કીસીકો ખરીદ કોન કીયા, કોન વોહ બીકા;

યહ બોલા કૌન, અવાઝો મામુર કૌન હય.—અય૦
અબતો સકુત સાધકે શાહ બેર હો ગયા;
સમઝાકે ખુદ કૌન હય, નાખુદ કૌન હય.—અય૦

હે જોરાવર! જ્યારે માલેકની ચીઠ્ઠી આવી ત્યારે ત્હારે એવી તો તૈયારીમાં રહેવું જોઇએ, કે અર્ધું ખાણું ખાધું હોય, ને સાહેબનું તેડું આવે, કે લીધેલો કોળિયો હાથમાંજ રહેવા દઈ તુર્ત ચાલ્યા જવાય. જેમ ક્રોમવેલે કર્યું હતું. ક્રોમવેલને મરતી વખતે કંઈ ખાવાપીવાનું લેવા કહેવામાં આવ્યું, ત્યારે તેના જવાબમાં તે બોલ્યો હતો કેઃ—"મ્હારો વિચાર છે કે, મ્હારાથી જેમ બને તેમ જલદી મ્હારે ચાલ્યા જવું." એટલું બોલીને ખાવાનું લેવા માટે થોભ્યા વિના તે તુરત મરણ પામ્યો. માંદગી ને મોત કોઈના હાથમાં નથી. પણ "ત્યારે મોત શું છે?" શું તેનો ખ્યાલ હજી તને આવ્યો નથી? અવિશ્વાસ, અજ્ઞાનતા, અને માયાને લીધેજ તેનું ખરૂં સ્વરૂપ તને સમજાતું નથી. તું જોકે કુંભારની ચાકે ચહડયો ખરો, તોપણ હજી ન્હારૂં ઠેકાણું લાગતું નથી.

એક સ્થળેથી બીજે સ્થળે કોઇ અધિકારીની કિંવા નોકરની બદલી થાય છે, ત્યારે તેનાં બચ્ચાં છોકરાંને કાંઈ ગમગીની લાગતી નથી, તો જોકે બદલી એ પણ મોત છે, અને મોત તે બદલીજ છે. એનું કારણ એજ છે, કે બદલી થવા છતાં ખાકી શરીરમાં તેમનો બાપ જીવતો હોવાનો સધ્યારો છે. જ્યારે મોતમાં એવો સધ્યારો કે વિશ્વાસ બચ્ચાંને માલુમ હોતો નથી, કે મીનોઈ શરીરમાં તો તેમનો પિતા પાછો મળશેજ. આત્મજ્ઞાન થયા વગર એની સમજ તને પડવાની નથી, તેમજ દુઃખો પડયા વગર પણ એની સમજ તને પડવાની નથી. વળી દુઃખો પડયા વગર આત્મજ્ઞાન કે સૃષ્ટિ રચનાનો અનુભવ પણ તને મળવાનો નથી. તે અનુભવ થવા સારૂજ, જેને આપણે દુઃખ કહીએ છિયે, તે પરમેશ્વરે પેદા કરેલાં છે; અને એ દુઃખો આપણાં ભલાં માટેજ તેણે પેદા કરેલાં છે. જરૂર; રામ સબસેં ભલાઇજ કરતેં હેં. દુઃખોના અનુભવો મળ્યા વગર ખુદાની ખુદાઈ, અને કુદ્રતના સંજોગી બનાવોનું ભાન થઈ શકેજ કેમ? સંકટ અને કષ્ટ એ જ્યારે પ્રગતિકરણ માટે અવશ્યની ચીજ છે, તો પછી એ સંકટ તે સંકટ નહીં, પણ જરૂરિયાત હાજતનીજ વસ્તુ છે. ઉધરતા જીવોના અનુભવ સારૂ દુઃખની જરૂર છે. ઉધરતા જીવો ઉપર દુઃખ પડે છે, તે તો ગોયા નિશાળમાં નવાં નવાં લેશનો તેમને આપવામાં આવે છે. શું તમે એવો એક પણ દહાડો દીઠો છે, કે જે સાંજ પડતાંજ ખતમ નથી થતો? ત્યારે જે ખતમ થાય, જે નાશ પામે, જેની બદલી થાય, તેના માટે રૂદન કે જારી અને અંદેશો કરવો શા ખપનો? રોવેથી રાજ ન મળે. રોવેથી રાજાની રાણી પણ સજીવન થતી નથી. રોવેથી જો પીર પેગંબરના પુત્ર બચવા પામતા નથી, તો

પછી ત્હારી તો ગણુત્રિજ શી ? ભલા ભલા ચાલી ગયા તો ત્હારી કાકલુદી કે યત્ન યુક્તિથી મોત અટકાવી શકાશે ? વાયે ઉડયા હાથી જાય, ને ડોસી કહે મ્હારી પુણી કયાં ? તેમ તું નહીં બનતું બનાવવા માંગતો હોય તો હલાક ને હેરાન થઈશ. વાસ્તે નેકી અને ભલાઇનાં કામો કરવામાંજ આ દુનિયાનો ખરેખરો આનંદ સમજી લે. હે જોરાવર! ગેરઈનશાફ, અન્યાય, અને ખોટા આરોપના જેવું બીજું ભારે દુઃખ તને બીજું કશું લાગતુંજ નથી. પણ યાદ રાખજે, હું મ્હારા જાત અનુભવથી જાણું છું તેજ કહું છું, કે આ સૃષ્ટિમાં કોઈ કાળે, કોઇ સ્થળે, કોઈ પણ સ્થિતિમાં કોઇ પણ ઇનશાનને કે કોઇ પણ જાનવરને કે કોઈ પણ વગર જીવની વસ્તુને અન્યાય થતોજ નથી, ગેરઈનશાફ મળતોજ નથી. તે કહેવાતા ગેરઇનશાફોના ડંશ વચ્ચે વસવાથીજ માણસાઇ આવે છે. હજારો ડંખોથીજ મધ બને છે; ને હજારો કાંટા વચ્ચેજ ગુલાબ વસે છે. પ્રેમ અને વિયોગના ડંખ અનુભવમાં આવ્યા વગર તેનું સુખ કે દુઃખ થતું નથી. મોઢેથી પ્રેમનું સુખ માનવાથી ખરૂં સુખ થતું નથી. સમાગમ, સંયોગ, સંબંધ, કે સ્પર્શ અનુભવાતો નથી ત્યાં સુધી પ્રેમના રસનો પણ મિઠાશ હોતો નથી. સાગર પ્રિયા પોતાના પ્રવિણ પ્યારાને પ્રેમના આવા અનુભવ વીશે એમજ કહે છે, કે જો! "પેલું માછલું જળાશયની તીરે પડયું પડયું તરફડે છે! એવી ગતિવાળું તે માછલું ધીરજ ધરતું નથી, તો જોકે પાણી તો પાસેજ છે. હે પ્રિય પ્રવિણ ! પાણીના સ્પર્શ શિવાયનાં તે માછલાંને તેજ પાણી એક મહા વિકટ રૂપ થઇ પડયું છે. ગ્રીષ્મ કાળના તાપના દિવસોમાં પર્વત બળવા લાગ્યો, અને તેની પાસે પાણીથી ભરેલું સરોવર તો છે, પણ પ્રિય પ્રવીણ ! પાણીના સ્પર્શ વગર તે આગ શી રીતે ઓલાશે? જેને કામ રૂપી સર્પે ડંશ દીધો છે, પાસે વિષનું નિવારણ કરવાની જડી બુટ્ટિ અને મોહોરા પણ છે-તોપણ મિત્ર પ્રવિણ! સ્પર્શ કર્યા વિના કંઇ વિષ ઉતરે ? નવ નવાં પકવાન્ન બનાવી થાળ ભરીને--તેમાં સ્વાદિષ્ટ ભોજન પાસે મૂકયું છે, પણ મિત્ર પ્રવિણ! સ્પર્શ કર્યા શિવાય તે પકવાનને જોઇને કંઇ ભૂખ ભાગે ? કેસર, ચંદન અને કંકુના એમ ત્રણ કટોરા ભરેલા છે, પણ મિત્ર પ્રવિણ ! સ્પર્શ કર્યા શિવાય તે કટોરા માંહેલો રંગ ઉડીને કંઈ અંગને પોતાની મેળે લાગવાનો છે ? અતિ ઉત્તમ બનાવેલા મદિરાથી ભરેલાં પ્યાલાં પાસે રાખ્યા છે, પણ મિત્ર પ્રવિણ ! તેને હાથે ઝાલીને પીધા શિવાય કંઇ કેફ આવે ? અમૃતથી ભરેલાં પાત્રો પાસે મુકયાં છે, પણ પાણી પીધું નથી, તો મિત્ર પ્રવિણ ! તેને ઉઠાવી પીધા વગર કંઈ અમર થવાય છે ? ગંગા, યમુના અને સરસ્વતિ એમ ત્રિવેણી કહેતાં ત્રણે નદીઓનાં પાણીની લેહેરો ચાલી જાય છે, પણ મિત્ર પ્રવિણ ! તેના પ્રવાહમાં ન્હાયા શિવાય પાતક કાંઈ જાય છે ? શ્રીમંડળ, વીણા, મુરજ વિગેરે ઉત્તમ રસથી ભીંજાયેલાં વાજીંત્રો પાસે ધરેલાં છે, પણ હે મિત્ર પ્રવિણ ! તેને હાથે ઝાલી

વગાડયા વિના મધુર અવાજથી કાંઈ તે વાગશે? એક બાજુ લોઢાંનો ગંજ ને ગંજ ધરી રાખેલો છે, ને બીજી બાજુએ પારસમણી છે, પણ હે મિત્ર પ્રવિણ! તે લોઢાં સાથે પારસમણિનો સ્પર્શ કર્યા વિના સોનું કાંઈ થશે?" હે અબળા! ત્હારા વિષયરસથી ત્હારાં પતંગ્યાંઓને બાળી ભષ્મ કરવાને અને તારાજ કરવાને ત્હારાં વેણુબાણુ કેવાં કેવાં તિક્ષ્ણ હોય છે! ત્હારા ફાંદામાં પુરૂષને સપડાવી તું શું કહે છે? ત્હારા વિરહ માટે તું શું કહેવા માંગે છે?

બદલ ગએ નએના રે, ઔીનત નાહીં—બદલ.
કાગદ હોય તો વાંચીએ રે! કરમ ન બાંચ્યા જાએ,
કુવા હો તો તાગ લું, સમુદ્ર તાગો ન જાએ—બદલ.
ખેતી હો તો ખેડ લું, ડુંગર ખેડો ન જાએ,
પર સૈંયાકી પ્રીત બુરી, ભોર ભએ ઉઠ જાએ—બદલ.

અરે ઓ ઓરત! ત્હારા આવા આવા શબ્દોની જાળમાં મહા ભકતો પણ ફસી પડી દુઃખી થયા છે. દુઃખનું મૂળજ ત્હારો વિષય રસ છે. મહા રામ-ભક્ત તુલસીદાસ ઘણા સ્ત્રી લંપટ હતા. પોતાની સ્ત્રી યશોદા વગર તેને ઘડીએ ચાલતું ન હોતું. ઘણે વર્ષે યશોદા મહિરે ગઈ ત્યારે તુર્તજ તેની પૂઠે તુલસીદાસ પણ પોતાને સાસરે ગયા. આવી રીતે તુલસીદાસને મોહ મુગ્ધ અને નિર્લજ્જ થતા જોઈ યશોદાએ મહિરાંને ઉંબરેજ તેમને અટકાવીને લલિતછંદ ગાયો હતો કે,

"શરમ છે કશી કે નથી પતિ! અરર! આમ શું ગુમ થૈ ગતિ?
મુજ અભાગિણીની બધી રતિ—પ્રભુ પદે ધરો થાય સદ્દગતિ.
રૂધિર માંસનાં ગર્ભ ગાત્રની—નરક ખાણ હું નારી જાતની;
તુલસીદાસજી! આટલી રતિ, પ્રભુ પદે ધરો થાય સદ્દગતિ.
ધન ધરા અને દાર સંતતિ, કશું નથી ખરૂં વિશ્વમાં પતિ!
જગત જાળ આ જૂઠી મોહની, પ્રભુ ભજો થવા સ્વામિ સદ્દગતિ.
ક્ષર શરીર આ પાપ પાંજરૂં, રટણ તેહનું શું કરો મરૂં?
પ્રભુ! થવા કરો શ્રેય આપનું, સ્મરણ રામના પુણ્ય નામનું."

આ ઉપરથી તુલસીદાસ મોટા ભકત થયા હતા, તે તો સારી સતી સ્ત્રી મળવાથીજ, અને છેવટે સ્ત્રીનો વિષય રસ તજવાથીજ તેઓ દુઃખમાંથી પરમ સુખ પામ્યા હતા. હે જોરાવરસિંહ! વિષય બુદ્ધિ એજ મોતનું કારણ છે. હવસ એજ કવખતનું મોત છે. પ્રભુ વિષયીને પણ રોટી પાણી તો પહોંચાડે, પણ દુષ્ટ કર્મની માફી ના આપે.

રેઝક હરચંદ બીગમાન મેરસદ;
શરતે અકલસ્ત જુસ્તન અઝ દરહા.
ગરચે કસ બીઅજલ ન ખાહદ મુર્દ;
તુ મ રંવ દર દેહાને અઝદહા.

જો કે આપણુને દરરોજ રજક રોજી તો બેશક પહોંચી જાએ છે, તો પણુ બુધ્ધિની શરત તો એવી છે, કે રોજી રજકને તો લોકોના દરવાજા ઉપર શોધવીજ જોઈએ. જોકે કોઈ પણુ મનુષ્ય મોત વગર તો મરતુંજ નથી, તોપણુ એમ તો નથી, કે જાણી જોઈને અઝદાહના મોઢાંમાં ચાલી ચલાવીને જવું. જીવતોડ મહેનત કરીને આપણે મર્યે, ને તેનો લ્હાવો બીજો લુટી જાય છે ત્યારે આપણુને ઘણું માઠું લાગી આવી, આપણે ખિન્ન થઈએ છિયે. પણ સંતાપ કરવાને બદલે, છાણુમાં તલવાર મારનારનેજ મુકૃત્યું માન ખાતવા દેવાથી, યાદ રાખજો, કે તેથી તમારૂં માન તો બેવડાશેજ. ખરી વાત તો મોંડે વહેલે બહાર આવશેજ, અને એક તો તમે જે નેકનામી કરી હશે તેની પણુ તારીફ થશે, ને સાથે વળી તમારાં મોટાં દિલની વાખવાખી થશે. બેનોકબર્નની લડાઈમાં મહાન ડગલાસે જ્યારે જોયું, કે તેનો હરીફ ભાઈબંધ રેન્ડોલ્ફ, દુશમનોના સંખ્યાબંધ લશકરથી ઘેરાઈ ગયો છે, અને તે હાર ખાશે તોપણુ આપણાજ લશકરને નામોશી તો લાગશે, ત્યારે જોકે તે તેનો હરીફ હતો તોયે, તેની મદદે પોતાની ટુકડી લઇને દોડી ગયો. છેક નજીક મદદ આવતી જોઈ દુશમનો પાછા હઠી ગયા, ને રેન્ડોલ્ફનો વિજય થતો જોઈ પોતે પ્રતિસ્પર્ધિ હોવા છતાં ડગલાસે પોતાની ટુકડીને પાછાં ફરવા કહીને બોલ્યો કે; “ આ જીતમાં આપણો પણુ ભાગ હોય એવો દેખાવ નહીં કરતાં, મ્હારા સામાવાળાની જીતનું મહત્વ આપણે આપણી હાજરીથી ઓછું કરવું જોઈતું નથી.” અન્યાય જેવું કાંઈજ હોતું નથી. એક ખુની ખરૂં ખુન કરવાથી એક જન્મમાં બચી જાય છે, અને બીજે જન્મે તેજ ખુની ઉપર કોઈનું ખુન કરવાનો ખોટો આરોપ આવી ફાંસીએ જાય છે. શૂળીનું વિઘ્ન કાંટે ગયું અથવા સોયે ઉતર્યું, એમ કહીને આપણે એક ખરા આરોપમાંથી છટકનાર વીશે બોલ્યે છિયે ખરા, પરંતુ શૂળીનું તે કદિએ કાંટાયે પતતું નથીજ. મોંડે વહેલે તો શૂળીયે ચઢવા જેવાં કીધેલાં કૃત્યના ફળનો રસ શૂળી ઉપરજ ચુસવો પડવાનો. જે ખોટે રસ્તે મેળવેલું તેને માટે તો જવાનો માર્ગ પણુ ખોટોજ જડવાનો. Evil gotten, evil spent. એક ભાગદાર એક રસ્તે તમારા હક્કના પૈસા કે મીલકતનો હિસ્સો ખાઈ જાય તો ખાવાંદો. પછી તમેજ જોશો કે હક્કનુંજ હશે તો ઘર બેઠાંએ પણુ, ચાલી ચલાવીને તેજ ભાગ્યો તમને તમારો ભાગ આપવા આવશે, અને તમે તમારો ભાગ લેવાને તે વેળાએ ખુશી નહીં પણુ હશો, તોયે તે કરગરીને પણુ જે તમારૂં છે તે તમને આપી જશે. મ્હારૂં છે તે કદિ કોઇનું થવાનુંજ નથી, તેમ ત્હારૂં છે તે કદિ મ્હારૂં થવાનું નથી. એક દિવાની મુકદ્દમો કેટલાક ભાગદારો વચ્ચે ઇ૦ સ૦ ૧૯૦૮થી ચાલ્યો, તેમાં ઘણા ભાગદારો હતા. થોડાક વાદી ને થોડાક પ્રતિવાદી થયા. બે ત્રણુ ભાગદારો બન્ને પક્ષથી અલગ રહી કહેવા લાગ્યા, કે હક્કનું હશે તો ઘર બેઠાં આવશે. લડી લડીને ખુવાર થયા પછી કોર્ટે જે ચુકા-

દો આપ્યો તેમાં એક પાઇ પણ ખર્ચ કર્યા વગર પેલા મૂગા બેઠેલા ભાગદારોને પણ તેમનો ભાગ મળ્યો; પરંતુ તે ભાગ લેવા પણ તેઓ તત્પર થયા નહીં, અને ખેંચી તાણીને તેઓને તેમનો ભાગ લઇ જવા બન્ને પક્ષે તેમના કાલાવાલા કરવા પડયા! માટે તું ઈશ્વર ઉપર ભરોસો રાખ; અલ્લા દેગા સો ખાતલી પર દેગા! અંતઃકરણ શુધ્ધ રાખી આપણે માનવુંજ જોઇએ, કે બે હાથ વગર તાલી પડતીજ નથી. સર ટોમસ મૂરને ઘણો અન્યાય થયો, બહુએ ગેર ઈનશાફ થયો, પણ પોતે દુઃખી છે એમ કદિએ કોઇને તેણે જણાવ્યું નો'તું. જ્યારે તેને છેવટે ફાંસીએ લટકાવવામાં આવ્યો ત્યારે પણ નિરાશ નહીં થતાં ખુશખુશાલ ચહેરે ફાંસીના માચડા ઉપર ચઢી ગયો હતો, અને બોલ્યો હતો કે; "ત્યાં હક્ક ઈનશાફનું મને ભોગવવુંજ પડશે." આનંદથી મરણાધિન થયો હતો, પણ છેવટ સુધી પોતાના અંતઃકરણ વિરૂદ્ધ વર્તવાની ના પાડી. તે પોતાના મત ઉપર મક્કમ હતો, જેથી તેણે જાણે કોઇ લડાઈ મારી હોય એટલો પ્રફુલ્લિત રહ્યો હતો, અને પોતાના જમાઇ રોપરને કહેવા લાગ્યોઃ—" દીકરા રોપર! હું ખુદાનો પાડ માનું છું, કેમકે જંગમાં હું જીત્યો છું." જ્યારે ડયુક ઓફ નોરફોક તેને નજીક આવતા ભયંકર પ્રસંગ માટે ચેતાવીને રાજા સાથે વાદ ન કરવા સલાહ આપી જણાવ્યું કે; "રાજા રૂઠે તો મોતનોજ સામાન થાય!" ત્યારે મૂરે હસીને જવાબ દીધોઃ—"બસ–બઅઅસ–એટલુંજ કે! મ્હારા લોર્ડ! ત્યારે તો મ્હારામાં ને તમારામાં ફરક માત્ર એટલોજ છે, કે હું આજે માર્યો જઈશ, ને તમે આવતી કાલે માર્યા જશો! આપણુ બન્ને ઇનશાફ તો સરખાજ મેળવવાના." માટે હે ઇનશાનો! આશાથી જીવો ને આશાથી મરો. શ્વાસ ત્યાં લગી આશ રાખો. અને ત્યાર પછી પણ!

ઇસ ચર્ખકા ફીરાયેગા ચક્કર કહાં કહાં,
લે જાયેગા મુઝે એ બદ અખતર કહાં કહાં. ઇસ૰
મુલ્કે અદમમેં સોતે થે આરામસે સદા,
ભટકે હય દારે ફાનીમેં આ કર કહાં કહાં. ઇસ૰
ઝગડે પે ઝગડા એક નયા દેખતે હય હમ,
ગંધલા કરે ખીયાલે મુનવ્વર કહાં કહાં. ઇસ૰
મેરી રીહાઈ અબ તો તેરે હાતમેંહી હય,
તુંને મદદ કી ખાલી કે અકબર કહાં કહાં. ઇસ૰

હે જોરાવરસીંહ! આપણે આ ઉપરથી એવી પણ સંભાળ લેવી જોઇએ, કે આપણી આશાને ઘણી લાંબી મંજલ કરવા દેવી નહીં. આપણુને પુખ્ત વિચાર કરવો જોઇએ, કે જે આશા આપણુ ધરીએ છિયે તે આ ટુંક જીંદગીમાં ફળદ્રુપ થશે કે નહીં. અને જો ફળદ્રુપ થઇ, તો તેનું આપણુને ફળ મળશે કે નહીં. જે ચીજો આપણુથી અતિ ઘણી દૂર હોય તેને માટે ઉમેદ રાખ્યે તો એમાં

થોડોજ શક છે, કે રસ્તામાંજ વાયુ થઈ આવી, સર્પ કરડી, કે ભમરી રૂપે આવી આપણને જમડો કદાચ ઉચળુચ ઉંચકી જાય. Death always finds some excuse· મોતને કાંઈ પણ બ્હાનું કે નિમિત્ત જોઈએ. જે ચીજોની કિંમતની આપણને થોડીજ પિછાન હોય; તે ઉપર આપણી ઉમેદ બાંધીએ તો તેનું સારૂં ફળ મળતાં જે આપણને ખુશી ઉત્પન્ન થાય, તે કરતાં તેનું માઠું ફળ મળતાં હજારગણી વધારે નાઉમેદી ઉત્પન્ન થયા વિના રહે નહીં. અને વળી જે ચીજો કદિ આપણને મળશેજ નહીં એવી ખાત્રી હોય, તે ઉપરાંત તેમની આશા ધરવી એ ફોકટજ છે. અને જીંદગીના સ્વપ્નામાંથી ફારેગ થવાને બદલે, ઉપર કહેલી ત્રણ ચીજોનું બરાબર ધોરણ નહીં બાંધ્યાથી, માણસની જીંદગી ઉપર અવદશા બેસે છે. એ તો એક પથ્થરનો ખડક છે, જેની ઉપર આશુક માશકનાં જોડાં અથડીને કડકા બુકલા થાય છે, અને તેઓને દરેક સદીમાં દિલાસા દેનારાઓ, કિમિયાગરો, અને નવા નવા બુટ્ટા શોધનારાઓ વળગી પડે છે; જેઓ એવી ખોટી આશા ઉપર પોતાની ઈમારત બાંધે છે, તેઓ પગ આગળની લક્ષ્મીને છોડી દૂરથી ચળકતા ખોટા હીરા ઉપર દૂરથીજ મોહીત પડે છે પણ જો તમે તેને છોડી દેશો, તો તમે ચાહો તે કરી શકશો. કહેવત છે કે, રાજા છોડે નગરી, જો ભાવે સો લે. જે વસ્તુ ઉપર અભાવ થયો, જેનો ત્યાગ થયો, જેને માટે તિરસ્કાર થયો, તે આપણને જોવાએ ગમતી નથી. તેમજ આ દુઃખી સંસાર ઉપર ત્હમારો મન ઉતારો થવાથીજ તમને તેનાં દુઃખોની લાગણી થતી પણ બંધ પડશે. જેમ કોઈ રસીક પુરૂષે અતિસય રસાસ્વાદ વડે પંચામૃતનું ભોજન કર્યું હોય, પણ તે દૈવયોગે પેટમાં ન ટકતાં વોમીટ થઈને ઉલટી થઈ જાય, તો જોકે તે પોતાનુંજ જમેલું હતું, છતાં પણ તે પુરૂષ તેને એવું તો ત્યજી દે છે કે, ફરીથી તેના સામુ પણ જોતો નથી; અને હવે પછી રસીક પદાર્થનું શું થશે, તેનું પણ તેને લગારે અભિમાન રહેતું નથી. એજ પ્રમાણે, સંસારના ભોગ ભોગવ્યા પછી ત્યાગ થાય તોજ તે ત્યાગ ખરો જાણવો. ખાધેલાં અન્નનો ઉલટીદ્વારા ત્યાગ થાય, એ ત્યાગ જેમ સદાનો છે, તેમ ધારણ કરેલા સંસારને ભોગવ્યા પછી, દ્રઢ વૈરાગદ્વારા ત્યાગ થાય, તેજ વૈરાગ્ય સદાનો છે એમ સમજવું. કાંકે, જેણે ફકીરી લીધી તેને અમીરીની ચિંતા કયાં છે? ફકીરા નચિંત, ને જ્યાં સુતા ત્યાં મસીદ. જેઓ આવાં ખરાં સુખને પડતું મેલી ખાલી દમામ પર દોડે છે, અને જે તેમનાં મ્હોં આગળ છે તેને છોડીને આકાશના ચંદ્રમાને પકડવા ધાય છે, તેઓ પોતાની એવી ગણત્રિ ઉપર, ને જીંદગી અમર છે, એવા ભરૂસા ઉપર કાર્ય કરે છે; બેહેસ્તનું સુખ પૃથ્વિ ઉપર માગે છે, ચંદ્રમાને હથેલી ઉપર જોવા માંગે છે, અને છેલ્લે સરવાળે પોતાને ભીખારી કરે છે. ખોટી આશા! તેનું સત્યાનાશ વાળે છે, અને

તેને બેઆબરૂ કરે છે. કોઈ એવી એવી મોટી ખોટી, ભલી બુરી આશાઓ રાખી રાખીને મુંઆ, તો કોઈ આશાની નિરાશામાં રસ્તો પકડી ચાલતા થયા.

કોઇ મોતી ચાબતા હએ, કોઈ મુઠ ઔર મટર;
જિસ દમ કઝાને હાથમેં, લી તેગ ઔર સીપર;
કામ આય કુછ ફકીરી, ન કુછ તખ્ત ઔર છતર;
ગેહ ખાક પર મુવા, વોહ મુવા તખ્તકે ઉપર;
થી જએસી જિસકી કદર વોહ બતલાકે મર ગયા.

આરબ લોકોની કથા પ્રમાણે આશાના બાંધનારા ઘણીના હમેશ **આલનાશકર** જેવા બુરા હાલ થયાં વિના રહેતા નથી. હે ભાઇ! તું ત્હારા ઉપરજ આશા અને વિશ્વાસ બાંધ. પારકી મદદ ને પારકી આશ સદા નિરાશ કરે છે. તું પરતંત્ર નહીં થા. ગમે એટલી પાયમાલી થઈ તો શું થયું? નિરાશ ના થતો, તેમ આશાના બંધનમાં પણ જીકડાઇ ના જતો. તું ત્હારા પગ ઉપરજ ઉભો રહેવાનો ટેક રાખજે. જેની માલકત ચોરાઈ ગઈ હોય તે માણસ કેવો સુખી? સંસાર બધનમાંથી છુટો થઈને જે પરમેશ્વરની સાથે નિકટનો સંબંધ બાંધી શકે એવો હોય, તેની સ્ત્રી ન્હાસી જવાથી તો ઉલટો તે વધારે સુખી થઈ શકે છે.

**અલ્લાકા નામ સચ્ચા, સબ જુઠા હય જતન!**

ખુદાજ સાચો છે, બીજું બધું જુઠું છે. મુસલમાન લોકોના શાસ્ત્રમાં એક એવી વાત છે, કે એક વખત ઈબ્રાહીમને દરિયાઇ મુસાફરી કરવાની ઇચ્છા થઈ. **ખીઝરા** અથવા વરૂણ દેવતાએ (તેસ્તર તીર ઇજદે) તેના વ્હાણના પોતેજ કપ્તાન થવાની માંગણી કરી. પ્રથમ તો ઇબ્રાહીમે ભોળપણે તે માંગણી કબુલ રાખી; પણ લાંબો વિચાર કરીને તેણે તેશતર ઈજદને કહ્યું; "હે ઉદાર બંધુ! મને માફ કર! હું મ્હારાં વ્હાણુમાં કોઇ કેપ્ટન માંગતોજ નથી. પ્રેમરૂપી ઈશ્વરજ મ્હારૂ બ્હાણુ ચલાવે એજ મને બહુ પ્યારૂં છે. ત્હારા હાથમાં હલ્લેસું આવશે અને મ્હારૂં જહાજ સહીસલાંમત જશે તો ખરૂં, પણ મ્હારે એટલાં બધાં રક્ષણુની જરૂર નથી. કેમકે આમ તને પાડ ચઢાવવા દઉં તો મ્હારે ત્હારા ઉપર અવલંબીને રહેવું પડે, અને ઈશ્વર ઉપર પૂરો ભરોસા રાખવાના માર્ગમાં મને તું હરકત કરતા થઇ પડે. માટે મહેરબાની કરીને મ્હારી અને અલ્લાતાલાની વચમાં પડદાની માફક તું ઉભો ના રહે. મ્હારા બંધુ **ખી**ઝરા ઉપર આધાર રાખવા કરતાં મ્હારા ઇશ્વર ઉપરજ સઘળો બોજો નાંખવામાં મને અધિક આનંદ થાય છે." એક ફકીર સાધુ ઉંડાં જંગલનાં એકાંત ખુણામાં એકલો પડેલો હતો. ત્યાં તે દેશનો

બાદશાહ એકાએક શિકારીઓ સાથે જઈ ચઢયો. ફકીરને દેખી બાદશાહ છેક તેની નજીક આવ્યો, પરંતુ ફકીર તો લાંબા ટાંટિયા કરીને પરવરદેગારની યાદમાં મસ્ત થઇ પડેલો, એટલે પાદશાહની કાંઈ પણ પરવા તેણે કીધી નહીં. બાદશાહ અભિમાનથી બોલ્યો કે; "આ ખીદડીના પહેરનારા લંગોટિયા ફકીર લોકોમાં માણસાઈજ હોતી નથી, પરંતુ હેવાન્યતજ હોય છે." આ ઉપરથી વઝીરે ગેલા ફકીરને ધમકાવ્યો કે; "શલતનતનો બાદશાહ ત્હારી આગળ આવી ઉભો તોએ તેં ઉઠી ઉભા થઇને તેની ખીદમત કેમ નહીં બજાવી?" ફકીરે ઉત્તર આપ્યો કે; "ત્હારા બાદશાહને કહે, કે જે કોઈ ત્હારાથી કાંઇ મેળવવાની આશા રાખે તેનાથીજ તું ખીદમતની પણ આશા રાખ! વળી એમ પણ કહેજે, કે પાદશાહ તો પ્રજા સંરક્ષણ કરવા માટે સરજાયેલો છે, નહીં કે રૈયત પાસે પોતાની ખીદમત ઉઠાવાવવાને માટે! સેખ સાઆદી સાહેબ કહે કે;

પાદશાહ પાસબાંને દરવીશરત, ગરચે ન્યામત બફરે દૌલતે ઉસ્ત;
ગુસપંદ અઝ બરાએ ચોપાંનીસ્ત, બલ્કે ચોપાં બરાએ ખેદમતે ઉસ્ત.

પાદશાહ તો ફકીર ફુકરા ને ગરીબ ગુરબાંનો પાશબાન છે, પછી તેની પાસે અસંખ્ય ખજાનો હોય તો શું થયું! બકરાં મેઢાં કાંઇ ભરવાડની ખીદમત કરવાને સરજાયેલાં નથી, પરંતુ ભરવાડજ બકરાંઓની ખીદમત કરવાને સારૂ સરજાયેલો છે." બાદશાહને ફકીરનું આ કહેવું વ્યાજબી જણાયાથી બોલ્યોઃ— "ફકીર સાહેબ! મ્હારી કનેથી જે જોઈએ તે માગી લો!" ફકીર કહેઃ— "મને કશી ચીજની હાજત નથી, માત્ર એટલુંજ કરજે કે ફરીથી અહિં આવી મને સતાવીશ મા!" બાદશાહ કબુલ થયો અને વિનંતિ કરી કે, મને કાંઇ બોધ આપ. ત્યારે ફકીર કહે;

દર યાબ કુનુ કે ન્યામત હેસ્ત બ દસ્ત;
કે દૌલતો મુલ્ક મી રવદ દસ્ત બ દસ્ત.

તું એટલું ચોકસ સમજી લે, કે આ વૈભવ ને દ્રવ્ય સૌ હાલજ ત્હારા હાથમાં છે. કેમકે દૌલત કિંવા મુલક વળી ત્હારા હાથમાંથી બીજાના હાથમાં જવાનો એ નકકી છે. હે જોરાવરસિંહ! તું પણ મર્દ છે. ત્હારો ટેક અને ... મિથ્યા ધન અને કલ્પિત દુઃખને વેચતો ના. બસ હિંમ્મતથી કહે કે;

દૌલત ગઇ તો જાનેકી પરવા નહીં હમેં,
રાહત ગઇ, ગમ ઇસકાભિ અસલા નહીં હમેં.
આફતકા, દર્દો રંજકા, શિકવા નહીં હમેં,
દરકાર કોઇ દૌલતે દુનિયા નહીં હમેં.
નામર્દ જાન દેતે હયેં માલે હરામ પર,
જો મર્દ હયેં જનાબ! વ્હો મરતે હયેં નામ પર.

દુન્યાઈ આફ્તો તથા સાંસારિક પીડાકારીઓની દુ:ખભરી, કષ્ટની દરકાર કર્યા વિના ઠરેલ જીવથી સઘળી ના-સબરી દૂર કરીને જે શખ્સ ચુપચુપ બેહેસ્ત તરફની રાહ લે છે, તેજ ખરો ભાગ્યશાળી છે. આ જીંદગી તો નાટકનો એક દેખાવ છે, અને આ જગત તેનો તખ્તો છે; જે ઉપર માણસો પોતાની કંટાળાભરી મુસાફરીના દેખાવો રજુ કરે છે. એ કંટાળાભરી મુસાફરીને આનંદમય બનાવવા માટે શ્રમ, રોકાણ અને પરિશ્રમનીજ જરૂર વિશેષ છે. ગ્લેડસ્ટનને માટે લોર્ડ મોરલી કહે છે કે; " Toil was his native element. " અર્થાત; ગ્લેડસ્ટનનનો સુખ વિશેનો મુદ્રા, મહેનત અને પરિશ્રમ કરવા વીશેજ હતો. જે રોકાણવાળાં ઉદ્યોગી મનુષ્યો છે તે વધતા ઓછા લાભ સામુ જોતાં નથી. જે ઝપાટામાં આવ્યું તેનો અંગીકાર કરે છે. કાળની ગતિ જાણ્યામાં આવતીજ નથી. હઝાર પ્રકારનાં વિઘ્ન વચ્ચે આવીને પડે છે. મનુષ્યની બુધ્ધિ ચંચલ છે, દેહ ક્ષણભંગુર છે, એવું સમજીને હાથમાં આવ્યો લાભ મૂકી દઈને અપ્રસ્તુત ઉપર ભરોસો જે કોઇ રાખે છે, તે મુર્ખો અંતે પશ્ચાતાપ પામે છે. પશ્ચાતાપ કરાવવા પહેલાં આફ્તોનો વરસાદ વરશે છે, અને એવાં વિપત્તિઓથી ઘેરાયેલાં આદમીઓ જે નહીં કરવાનું તે પહેલે કરે છે. રાવણે પારકી સ્ત્રીનું હરણ કરવામાં કેમ દોષ જાણ્યો નહીં ? તેમ રામે પણ સોનાના મૃગનો અસંભવ કેમ જાણ્યો નહીં ? અને યુધિષ્ટરે પણ એકાએક જુગાર રમીને કેમ અનર્થ વહોરી લીધો હતો ? માટે જયારે વિપત્તિ પાસે આવે છે ત્યારે મૂઢ મનના લોકોની બુધ્ધિ ઘણું કરીને નાશજ પામે છે. જે મનુષ્ય કે પ્રાણી સ્વસ્થ સ્થિતિમાં પોતાનું મન સ્થિર રાખીને પોતાના બચાવનાં સાધનો ઉપર મુસ્તાક રહે છે, તે પણ આફ્ત કાળે સપડાયા વિના રહેતાં નથી. જે હરિણો પાંદડાંનો ખડખડાટ પણ સાંભળીને ભય પામે છે અને પલકારામાં નાસી શકે છે, તે હરિણોને પણ પારધીઓ હમેશાં સામથી કેદ કરે છે, તેના તરફ દૃષ્ટિ કરો.

ઢુંડે સભી જહાનમેં તદબીર કયા કરે ?
ઉલટી તુમારી હો ગઇ તકદીર કયા કરે ?

ભલા ભલા આવી રીતે તકદીરના ફાંદામાં શાથી સપડાય છે, તેનો વિચાર કરતાં જણાશે, કે કોઈ પણ દુન્યવિ વસ્તુઓનો પ્રેમ અને કોઇ પણ ચીજ ઉપરની આસકિતથીજ મનુષ્યો દુ:ખના પાસમાં સપડાઇને સંકટ ભોગવે છે આવી આસકિત અને પ્રેમથી શાહજહાંનો પુત્ર જવાન દારાશાહ દરવેશ ફકીર થયો, પણ સીકંદર નૌશાબા નામની શાહજાદીના પ્રેમમાં લપટાઇને દુ:ખી થયો હતો. પ્રેમથી કુલ ફકીર થયો હતો. વળી પ્રેમથી શાહ પન્ના બાદશાહીથી દૂર થયો; તથા મહમદશા ગીજનવીને કિંકર-નોકર આયાઝે નામના

ગુલામનો પ્રેમ લાગ્યો હતો, અને તેનાથીજ તેણે સુખ દુ:ખ માન્યું હતું. તેવીજ રીતે હુમાયુ અને અકબરના વજીર–ખાનખાના બંહેરામના મનમાં પણ પ્રેમ ઉલટયો હતો, જેથી હેરાન થયો હતો. હે જોરાવર! એ પ્રેમની અને આસક્તિની કળાજ નવિન છે; કેમકે મજનુયે પણ પ્રેમનીજ માથે જટા કરી હતી, ને દુ:ખી થયો હતો. મનુષ્યો ઉપરના પ્રેમને છોડીને તમે જડ વસ્તુ ઉપર આસક્તિ રાખો તો ત્યાં પણ દુ:ખ અને વિપત્તિ શિવાય તમે બીજું કાંઇ નહીંજ જોશો. પૈસા જેવી જડ વસ્તુ માટે, સોના રૂપાં જેવા જડ પદાર્થો માટે, મનુષ્યો કેવાં કેવાં સુખોની આશા ને આશામાં લુબ્ધ થઇ હલાક થાય છે, તે આપણે હવે સમજવું જોઇએ. જેમની પાસે પૈસા છે, તેમને હોવાનું દુ:ખ. જેમની પાસે નથી તેમને નહીં હોવાનું દુ:ખ. પૈસાનું દુ:ખ કે સુખ શું છે તે ત્હારે જાણવું હોય, તો થોડા ઉછીના લઇ જો. સઘળી ખરાબીનું મૂળ પૈસા છે, એમ લોકો કહે છે, પણ પૈસા કાંઈ ખરાબીનું મૂળ નથી, મગર પૈસા એકઠા કરવાનો નાદ એજ ખરાબીનું બી છે. પૈસા રંગછેલમાં અને મોજ શોખના વિષય રસમાં ઉડાવવા એજ ખરાબીનું મૂળ છે. એરીસ્ટોટલે સુખનો સાર એટલોજ કાઢયો છે કે; "Not pleasure, but freedom from pain, is what the wise man will aim at." હે ભાઇ! તું સોનાની શોધમાં આખી દુન્યાની આસપાસ કયાં સુધી ભમ્યા ને ભટકયા કરશે? ત્હારો પૈસો જેમ જેમ વધે છે તેમ તેમ ત્હારી ચિંતા ને કાળજી પણ વધતી જાય છે. તું પૈસોજ ભેગો કર્યા કરવામાં કાં પછડાઈ મરે છે, તે તો તને છોડી જવાનો છે, તે તને અગર તું તેને છોડી જાય તો પછી તેના જેવું દુ:ખ ઉપજાવનારૂં શું છે? ત્હારી દૌલત કરતાં કુબેરની દોલત વધારે હતી. કુબેરના ધન કરતાં કારૂનની દૌલત અધિક હતી. સમુદ્રમાં રહેનારા **તિમિ** નામનાં મોટાં જળચરને ગળી જનારો **તિમિંગિલ** નામનો મચ્છ છે. વળી તેને પણ ગળી જનારો **તિમિંગિલગિલ** નામનો એક બળવાન જળચર છે. અને વળી તેને પણ ગળી જનારો **રાઘવ** નામનો એક મહા મોટો જળચર છે. પણ વળી તેને પણ ગળનારો એક મહાન જળચર છે. અર્થાત, શેરને માથે સવાશેર ઈશ્વરે સરજેલોજ છે, એમ હમેશાં માનવું. જે કોઈ પોતાના સુખના ભોગે પૈસાનોજ સંગ્રહ કરે છે, તે તો બીજાઓનો બોજો પોતાને માથે ઉંચકીને, તથા દુ:ખનો ભારો પોતાને શીર ચઢાવીનેજ જીવે છે જે ખર્ચતો નથી, ખાતો નથી, ને ખવડાવતો નથી, તેના પૈસાનો ઉપયોગ શું? પોતાનો પૈસો તો જેમ બીજાને ત્યાં પૈસો પડેલો છે તેવોજ છે. "આ મ્હારી દોલત છે" એમ અમથું બોલવા માટેજ તે પૈસો છે, પણ તે જતો રહે ત્યારે તો અમથી નહીં પણ ખરી ગમખ્વારી કરવી પડે છે. આપવું, ભોગવવું, અથવા ખોવું એટલુંજ દોલતની સરજતમાં છે. જેઓ

આપતાએ નથી ને ભોગવતાએ નથી, તેઓને ખોવાનોજ વખત આવે છે.

ગુલેસ્તાનમાં શેખ સાઆદીએ એક હેકાયત લખી છે, કે એક પાદશાહ દહાડો ને રાત એશ અસરત અને વૈભવમાં એવો તો આનંદમાં ગુજારતો ગયો ને બોલતો ગયો કે;

'મારા બ જેહાં ખુશતર અઝીં યક દમ નીસ્ત;
કઝ નીકો બદ અંદીશેઓ અઝ કસ ગમ નીસ્ત!"

આહા! આથી વિશેષ આનંદનો એક પણ દમ આ પૃથ્વિ પર બાકી રહ્યો નથી. આજે જેવી રીતે મ્હારો વખત આનંદ ને વૈભવમાં પસાર થાય છે, એવો બીજો કોઈ વખત નહીં હશે! કેમકે આ પ્રસંગે મને કોઈ પણ સારા માઠા પુરૂષનો ડર કે અંદેશો નથી. મને આજે કોઈનો પણ ગમ કરવાનો રહ્યો નથી. આ બૅત, બહાર સખ્ત ઠંડીમાં નગ્નાવસ્થામાં ઠરઠરતા એક ફકીરના કાને પડતાંજ, તે બોલ્યોઃ—

"અએ આં કે એકબાલે તો દર આલમ નીસ્ત;
ગીરમ કે ગમત નીસ્ત, ગમે મા હમ નીસ્ત?"

હે પાદશાહ! ત્હારા જેવા ઉચ્ચ પ્રારબ્ધવાળો પૃથ્વિ ભરમાં કોઈ નથી એ ખરૂં, અને હું કબુલ કરૂં છું, કે તને પોતાને કશો શોક, ગમ, કે દુઃખ નથી, પરંતુ અમ ગરીબ નિરાધારોનો પણ શું તને ગમ કે દુઃખ લાગતું નથી વારૂં? પાદશાહને દયા આવ્યાથી દીનારથી ભરેલી એક થેલી મંગાવી ઝરૂખામાં આવીને ફકીરને કહેવા લાગ્યો; "સાંઇ સાહેબ! તમારા ઝભ્ભાનો ખૉળો ઓળો, કે તેમાં આ દીનારો ખંખેરી દઉં!" ફકીર બોલ્યો; "મને જામો પહેરવાનું ઠેકાણું નહીં મળે તો જામાની દામન કયાંથી લાઉં, ને ખોળો ઓળું!" આથી પાદશાહને તેની ગરીબી ઉપર રહેમ આવ્યાથી માણસોને નીચે મોકલી એક પોશાક પણ પહેરવાને મોકલાવ્યો. સાંઈ સાહેબે તો થોડાજ વખતમાં બધા દીનાર ખરચી ખાધા, ને પાછા પાદશાહ કને આવી બોલવા બેઠાઃ—

"કરાર દર કફે આઝાદગાં ન ગીરદ માલ;
ન સબ્ર દર દીલે આશક, ન આબ દર ગેરબાલ."

ફકીર જેવા આજાદા લોકના હાથમાં દ્રવ્ય કે માલ મીલકત કાંઇ ઠરીને રહે નહીં. આશકના દિલમાં માશુક વિષે સબર રહેજ નહીં. ચાલણીમાં પાણી પણ ઠરી રહે નહીં. ફકીરના આગમન વીશે કવખતે હજુરિયાએ જઈને પાદશાહને તેના પાછાં આવ્યાની વરધી આપી. કહ્યું છે કે; પાદશાહોને પાદશાહીના કામમાં કોઈવાર ખુશ તો કોઇ વાર નાખુશ રહેવું પડે છે, માટે તેમનો વખત કવખત સંભાળવો જોઇએ.

"હરાંમશ બુઅદ ન્યામતે પાદશાહ; કે હંગામે ફુરસત ન દારદ નેગાહ.
મજાલે શુખન તા ન બીની ઝે પીશ; બ બીહુદે ગુફતન મબર કદ્રે ખીશ."

જે કોઈ પાદશાહની પુરસદનો વખત તપાસતો નથી, તેને પાદશાહ તરફની બક્ષીશ હરામ થાય છે. ત્હારૂં બોલવું ત્હારી માગણીને પેશ પડે એવું ન હોય તો તું બેહુદો શબ્દ કાઢીને ત્હારો વક્કર ના ગુમાવીશ.

અંતે પાદશાહે ફરમાવ્યું કે; એ બેજા ખર્ચ કરનારા ખર્ચાળ બેહયાને અહિંથી હાંકી મેલો. આટલું બધું નાણું એણે કિંચિત વખ્તમાંજ ગુમાવી દીધું, તો એને હવે બક્ષીશ આપવી ફોકટ છે. ધર્મ ખાતાંની પુંજી છે તેનો હું એક ટ્રસ્ટી છું. એ પુંજી ગરીબ, અનાથ, ને કંગાળ લોકોને ખવાડવા થકી છે, નહીં કે આવા શેતાનના ભાઇઓમાં લુટાવી દેવાને વાસ્તે છે.

"અબ્લહી કુ રૂઝે રોશન શમએ કાફુરી નેહદ;
ઝુદ બીની કેશ બ શબ રૅગન ન બાશદ દર ચેરાગ!"

જે બેવકુફ ધોળે દિવસે મીણબત્તિ બાળે તેને ત્યાં તું જલ્દીથીજ જોશે, કે રાત્રે દિવામાં પૂરવાનું દીવેલ પણ નહીં હશે. આ ઉપરથી ડાહ્યા વઝીરોએ પાદશાહને સલાહ આપી, કે જેનો એકવાર આપે હાથ પકડયો તેને આમ તુચ્છકારી કાઢવો આપને ઘટિત નથી, તેમ આવા દળિદ્રી લોકોને એકદમ દ્રવ્યનો ઢગલો આપી દેવો એ પણ ઉચિત નથી. એવા અનાથોને તો ખપ જોગું રોજનું રોજ થોડું થોડુંજ આપવું ઘટિત છે, માટે એને સબર દબર દુઃખી ના કરો!

"બ રૂએ ખુદ દર એતેમાં બાઝ ન તવાનદ કર્દ;
ચુ બાઝ શુદ બ દોરૂસ્તી ફ્રાઝ ન તવાં કર્દ."

કોઇએ પણ પોતાને ત્યાં સખાવતનો અને દાનધર્મનો દરવાજો ઉઘાડી સદાવ્રતું સ્થાપવું નહીં, ને સ્થાપ્યા પછી તે બંધ પાડવું નહીં. જેમકે;

"કસ ન બીનદ કે તેશ્નગાંને હોજાઝ; બ લબે આબે શૂર ગીરદ આયંદ;
હરકુજા ચશમઇ બુઅદ શીરીન; મર્દુમો મુર્ગો મુર ગીરદ આયંદ."

હજ કરવા જતા લોકોના કાફલાના તરસ્યા થએલા હાજી લોકોને ખારાં પાણીના ઝરા આગળ ભેગા થએલા કોઇએ દીઠા નથી. જે ઠેકાણે મિઠાં અમૃત પાણીનો ઝરો હોય ત્યાંજ મનુષ્ય, પંખેરાં, કે કીડી સર્વ કોઈ એકઠાં થાય છે. પૈસા છે તે જીંદગીની સગવડને માટે છે, જીંદગી કાંઇ પૈસાની સવડ માટે નથી. હે! નશીબદાર કોણ? અને કમનશીબ કોણ? જે માણસ વાવરે છે ને વાવે છે તે નશીબદાર. જે માણસ મરી જાય છે, ને પાછળ દલ્લો મૂકી જાય છે તેને કમનશીબ સમજવો. ઢગલો કર્યો જા, પૈસાનો કોટ બનાવ્યો જા, પછી છોને ત્હારી આસપાસનાઓ ભૂખે મરીને ટવળતાં હોયને! પણ હે ગુલામ! તું એટલું તો ન ભૂલીશ, કે ત્હારી કબર ત્હારાથીજ ભરાશે, ત્હારા પૈસાથી કાંઇ ભરાવાની નથી. કબરમાં ત્યારે તું શું લઇ જશે? ખાખ રાખ થઇ રહેલાં ફાટાં તુટાં કપડાં ને કફન. ત્હારા બાગ બગીચા અને રાચરચિલાં તને મરતી વખતે ભુલી જવાનાં, અને ત્હારી હજારો એકર

જમીનમાંથી માત્ર ત્હારાં કદ જેટલી લંબાઈની જગ્યાજ ત્હારે માટે તો એલાહીદી કાઢવાની છે. પૈસાદાર કંજુશ! તું તો ગરીબ કરતાંએ વધારે ગરીબ છે. તું તો મહેલ ઉભો કરે છે, ને શહેરનો નાશ કરે છે. આ બ્રહ્માંડમાં જેટલી વસ્તુ છે તે સર્વ વસ્તુઓ એક તૃષ્ણાતુર મનુષ્યની અલ્પ તૃષ્ણાને પણ જરાએ પૂર્ણ કરી શકતી નથી. **ગોર્ડીનો,** જેને લોકો ગ્રીપરના નામે ઓળખતા હતા, તે એક ફ્રેન્ચ પાદરી હતો, જેની પાસે પુષ્કળ પૈસો હતો, પણ તે જીવસે ખાતોએ નહીં, તેમ ગરીબોમાં પૈ પણ સખાવત નો'તો કરતો. લોકો તેને બહુએ સમજાવતાં, પણ બસ તે કંજુશ પેટે પાટો બાંધીને પણ પૈસોજ જમા કરતો. આ ભલાં આદમીના દીલમાં એમજ ચોંટી ગયું હતું, કે મ્હારાં આ વતન **રીહમ્સ** શહેરમાં જ્યારે ત્યારે પાણીની ટીપણી પડયા કરે છે, ને લોકો તરસે માર્યા જાય છે, માટે મોટું વૉટર વર્કસ બાંધું. આખરે તેણે પોતાની પાઈએ પાઈ પાણીના બાંધકામ માટે આપી દીધી, અને બોલ્યો કે; "હું જો ગરીબોમાં પૈસા વહેંચી આપત, તો ગરીબોના ખીસાં બીજેજ દહાડે ખાલી જણાત, પરંતુ હવે તેમના દીલ અમૃતથી હંમેશાં તર રહેશે!" મરહુમ શેઠ **નવરોજી** વહાડયાએ પણ કરકસરથી ભેગી કરેલી દોલત—૧ કરોડની દોલત-એવાંજ ઉમદા ધોરણે પોતાના મરણ બાદ અર્પણ થવા દીધી છે. પ્રભુના નામ ઉપર બસ આપ-આપ કર!

> હું ભજન કરીશ હરિનું સદા સુખે, આ સંસાર આગ સમ લાગે;
> મિથ્યાં ફાંફાં મારી હારી.—ભજન.

જીંદગી ભોગવવાની જુકિતને સારૂ પૈસા તો જોઇએ, પરંતુ તેની પણ હદ ઠરાવેલી છે. તે પેદા કરવાની પણ હદ છે. પૈસા વગરનો માણસ તો પાંખ વિનાના પક્ષી જેવો, સુકાન વિનાના વહાણ જેવો છે. ખીસા ખાલી એ તો ભારેમાં ભારે કદુવા છે, તોએ ત્હારી આબ્રુ ઇજ્જતના ભોગે પૈસો નહીં મેળવ. પૈસાને હલકો પણ ગણવો નહીં, તેમ ભારી પણ માનવો નહીં. પ્રમાણિક મહેનતથી મળેલી દોલત તે લક્ષ્મી છે, તેના તો પગ ઉપર માથું મુકીને તેની પુંજા કર્યે, તેને ધિકકાર્યે નહીં. પણ અપ્રમાણિકપણે આયતી મળેલી દોલત તો કાંકરા છે. કાંકરાની માફક તે વેર વિખેર થઈ જશે. પૈસો સેવક લેખે સારો છે, શેઠ લેખે માઠો છે. માટે આલોક પરલોકને તે અર્પણ કરી દે. આ સાટું તને ગેરલાભ નહીં કરશે. હે લોભ્યા કંજુશ! બધાંઓ તને પૈસાદાર કહે છે, પણ હું તો તને ગરીબ કંગાળજ કહું છું. કેમકે ત્હારો ખજાનો પણ ત્હારાથી ઉપયોગમાં લેવાતો નથી. તે તો ત્હારી પુઠે આવનારા વારેસોનો છે, અને તેના ઉપર તેમની માલકી હોવાથી તેમની રજા વગર તું ખાઈ શકતોજ નથી. જા-જા-કંજુશ! ગમે તો ઉત્તરથી દક્ષિણ ભટક, અને પૈસો ભેગો કરીને મરતી વખતે એટલુંજ બોલાવી જા, કે "આહા! પેલા કંજુશે જીવસે ખાધું નહીં, ને કેવો મોટો વારસો વારેસોને

આપી ગયો!" આટલું બોલાશે એટલે ત્હારી દળદર ફીટીને અવર આવશે! જા-મુએ-જા-આ ધરતી ઉપર ભાર કરવા તું પાછો ફરીશ નહીં. ફીલસુફ બાયોને એકવાર એક કંજુશને ટોંણો માર્યો, કે ત્હારી દોલત કાંઈ ત્હારા ક્બાસરની ને ફહેણુસરની કે કબજામાં રહેનારી નથી, પરંતુ તુંજ ત્હારી દોલતના કબજામાં છે. પૈસે મળેલાં જુવાનીનાં સુખોને લઇને કરેલાં પાપો ઘડપણમાં તોબા કરાવીને વ્યાજ સિકકે પાછાં આપી દેવા તૈયાર થાય, તે પ્રસંગે તું દુઃખોમાં એવો તો વિંટલાઈ જશે, કે ત્હારો પશ્ચાતાપ મોંડો થઇ પડશે. કહેવત છે કે ; अशक्तिमान भवेत साधुः જ્યારે અંગમાં તાકાત રહી નહીં ત્યારેજ તું સાધુ થવાની ઈચ્છા કરશે.

સરે મૂએ દેલત સુપીદ ન શુદ;
હીચ મૂઈ બર તનત શીહા નમાન્દ.
અઇ હસન તોબે આં જમા કરદી;
કે તુરા તાકતે ગુનાહ નમાન્દ.

એ ભાઈ ત્હારાં શરીર ઉપરનો કોઇ પણ નિમાળો જોકે કાળો રહેવા પામ્યો નથી, તોય ત્હારૂં અંતઃકરણ તો હજીએ એક અણિભાર પણ ચોખ્ખું ધોળું થઇ શકયું નથી. આજે હવે હે અમીર હસન! તેં હમણા જ્યારે પશ્ચાતાપ કરવા માંડયો છે, તે તો ત્હારાંમાં પાપ કરવાની શકિત હવે રહી નથી તેથીજ તું પશ્ચાતાપ કરે છે. હે ભાઈ! એકજ દરદ એવું છે, કે જે કંજુશને કદિએ લાગુ પડતું નથી, અને તેનો પ્રાણ લેતું નથી. અને તે દર્દ "દીલ મોટું થઇ આવવાનું" છે. હે વ્હાલા! પારકે ઘેર રહેવા કરતાં જંગલમાં રહેવું તે સારૂં; અત્યંત નઠારી બાયડીવાળા ગૃહસ્થાશ્રમના કરતાં તો ત્યાગી રહેવું સારૂં; અને છતે પૈસે દળિદ્રતા દેખવી તેના કરતાં તો મરી જવું સારૂં.

કોઈ એક પ્રવાસી બ્રાહ્મણ પોતાના ઉદ્યોગાર્થે બીજા દેશાવર ખાતે જતો હતો. ચાલતાં ચાલતાં થાકી ગયો અને લગભગ સંધ્યાકાળનો સમય પણ થવા આવેલો તેથી એક ગામના સરોવરના તટ ઉપર જઇને બેઠો. એટલામાં તેની પાસે તે ગામનો રહેવાસી એક બીજો બ્રાહ્મણ જઇને ઉભો રહ્યો. તેને પેલા પ્રવાસી બ્રાહ્મણે નિચે પ્રમાણે પ્રશ્ન પુછયા.

પ્રશ્ન—विप्रास्मिन्नगरेमहान्कथयतां?—હે બ્રાહ્મણ! આ નગરીમાં કોઇ મોટા છે?

ઉત્તર—तालद्रुमाणांगण :—તાડનાં વૃક્ષ સર્વથી મોટાં છે.

પ્રશ્ન—कादाता?—અહિંયાં કોઇ દાતા છે?

ઉત્તર—रजकोदद्दातिवसनप्रातर्गृहित्वानीशी—ધોબી છે, કેમકે તે પ્રાતઃકાળે વસ્ત્રો લઇ જાય છે અને સંધ્યાળે ધોઇને પાછાં ઘેર આવીને આપી જાય છે.

પ્રશ્ન—कोदक्षः—અહિયાં કોઇ દક્ષ છે ?

ઉત્તર—परदारवित्तहरणेसर्वोपिदक्षोजनः—બીજાની સ્ત્રી અને પારકા દ્રવ્યનું હરણ કરવામાં સર્વે દક્ષ છે.

પ્રશ્ન—कस्माज्जीवसिहेसखे ?—હે મિત્ર ! ત્યારે અહિંયાં તું શી રીતે જીવી શકે છે ?

ઉત્તર—विषक्रमिन्यायेनजीवाम्यहं—જેવી રીતે વિષથી ઉત્પન્ન થએલો કીડો વિષમાં જીવે છે તેવી રીતે આ ઠેકાણે હું રહીને ગુજારો કરૂં છું.

હે બ્રાહ્મણ ! આ નગરમાં કોઈ મોટો છે ? હા. તાડનાં વૃક્ષ સર્વથી મોટાં છે. અહિંયાં કોઈ દાતા છે ? હા. ધોબી છે, કેમકે તે પ્રાતઃકાળે વસ્ત્રો લઇ જાય છે અને સંધ્યાકાળે ધોઇને પાછાં ઘેર બેઠાં આવીને આપી જાય છે. કોઈ દક્ષ છે ? હા. બીજાની સ્ત્રી અને પારકા દ્રવ્યનું હરણ કરવામાં સર્વે જણા દક્ષ છે. ત્યારે હે મિત્ર ! અહિંયાં તું શી રીતે જીવી શકે છે ? જવાબ દીધો કે; જેવી રીતે વિષથી ઉત્પન્ન થએલો કીડો વિષમાં જીવે છે, તેવી રીતે આ ઠેકાણે રહીને મ્હારૂં ગુજરાન ચલાવું છું. આ પ્રકારની બ્રાહ્મણના મુખની હકિકત સાંભળી તે પ્રવાસી બ્રાહ્મણે પોતાના મનથી, આ કૃષ્ણ નગરમાં મ્હારૂં ગુજરાન ચાલવાનું નથી, એમ ઠરાવ કરી ત્યાંથી ચાલતો થયો. કૃપણ, લોભી કંજુશો ઢગના ઢગ એકઠા કરે છે, તોએ તે ઢગલા તો “ લાવ—લાવ ” કર્યાં કરતા હોવાથી હંમેશાં તે લોભી નિસાસા મારીનેજ દહાડા પૂરા કરે છે. તેનો મુદ્રાલેખ એજ છે, કે “ સોનું મેળવવું ને સાચવવું. ” પરંતુ તે નીચ કંજુશ, ભરપૂર ભંડાર છતાં ભૂખે મરે છે, પોતાના ધનના ઢગલા ઉપર સેવન બેસીને ચિંતા કર્યા કરે છે, અને હજુ વધારે મળે તેની પીડાકારીમાં પીડા પામે છે. નાખુશીમાં તે બળાપો ને સંતાપ કરતોજ બેસે છે, અને પોતાને હંમેશાં ગરીબ માને છે. પૈસાનો છંદ, તેમજ બીજા કોઇ પણ વિષય રસના લોભને તજવા શિવાય તમારૂં દુઃખ તો ટળવાનું નથી. શ્વાન મૈથુન, કરજ, ગર્ભ ધારણ, પ્રભુતા, કૃપણતા, ખળની મિત્રતા, અને બદ પહેરેઝી અથવા કુપથ્ય, આ સર્વ પહેલાં તો આનંદ આપે છે, પરંતુ પરિણામે મહા દુઃખદાયક થઇ પડે છે; અને મોતનો દેખાવ પણ એ સર્વને ભારે બિવાડનારો, ધ્રુજાવનારો, ને લખલખાં ભરાવે એવો લાગે છે.

વિષય વાત મમ માત તજીને, કૃષ્ણ ભજન તું કરવા દે;
ધર્મ વૃત્તિએ ધરણી ધરતું, ધ્યાન ધૃતીથી ધરવા દે;
અધમપણાને અલગ રાખી, ભંડાર ભકિતના ભરવા દે;
નટવર નામનું નામ મળ્યું છે, તો ભવસાગર તરવા દે;
નાશવંત નર નાન છોડીને, અક્ષય કરને વરવા દે.—વિષય.

આત્મ પુરાણ આ વાતને એવી રીતે સાબેત કરે છે કે; ગર્ભથી માંડીને વૃધ્ધાવસ્થા સુધીના સંસારમાં જે સંકટો ને કષ્ટો પડે છે, તેના કરતાં

પણ એવા જીવોને મરણ સમયે વધારે કષ્ટ પડે છે. શરીર શીથિલ થઇ જાય છે, ઇંદ્રિયોના દેવતાઓ ઉઠી જાય છે, અને પેલો જીવ માયાના પાશથી બંધાએલો ઘડીકમાં સંસારતરફ જોઇને તે તરફ ધસે છે, અને ઘડી એકમાં કાળના પાસ લઈ ઉભેલા યમના દુતોને જોઇ તથા પોતાનાં દુષ્ટ કર્મોનો વિચાર કરી, થરથર ધ્રુજી જાય છે. માતા, પિતા, બંધુ, સ્ત્રી, પુત્ર અને સંબંધીઓની સામું તે દીન વદને અને ચકળ વકળ થતાં નેત્રે જુએ છે. પરંતુ કાળ યમ ભગવાનના પાશમાં સપડાયલો તે કોઈથી પણ છોડાવી શકાતો નથી. મરણ શરણે પડેલા જીવને જે દુઃખ પડે છે તે અવર્ણનિય છે. તપેલાં તેલમાં પડતાં જેવું જીવતાંને દુઃખ થાય તેવું દુઃખ મરણ સમે પાપીને થાય છે. નરકનાં દુઃખથી પણ વધારે દુઃખ મરણ કાળે થાય છે. પાપીનો જીવ આવાં દુઃખોની પરંપરાને લીધે, કવચિત મૂર્છા પામે છે, ને કવચીત ભાનમાં આવે છે, અને કવચીત યમના દુતોનાં દર્શનથી ત્રાસીને ગભરાઇ જવા છતાં પણ વાણીથી પોતાનાં દુઃખનો પોકાર પાડી શકતો નથી; માત્ર આંખોમાંથી ગરગર અશ્રુઓની ધારાઓનેજ પાડી શકે છે, અથવા કવચિત્ યમદુતના ભયંકર કાળ દંડને જોઈ ત્રાસ પામેલો જીવ મળમૂત્રનો ત્યાગ કરી દે છે. કાળા અને વિકાળ મૂખના જમ દુતોને હાથમાં પાસ લઈ પોતાને લેવા આવેલા જોતાંજ નિર્બળ થએલો જીવ મુખમાંથી ફીણનું વમન કરવા માંડે છે, મળોનો ત્યાગ કરે છે, અને સરણને માટે આમ તેમ દ્રષ્ટિ ફેંકે છે; પરંતુ કોઇ તેને સહાય થઈ શકતું નથી. યમના દુતો તેને બાંધી રૂંધીને લઇ જતાં કહે છે કે, "હે પાપી જીવ! તને ધિક્કાર છે; કારણ કે મનુષ્યના જેવો ઉત્તમ દેહ પામવા છતાં પણ તેં ચોરાસીના ફેરામાંથી મુક્ત કરનાર ભકિત કે આત્મજ્ઞાન સંપાદન કર્યું નહિ. આ મારો મિત્ર, આ મારો શત્રુ, અને આ ઉદાસીન એવી ભેદ દ્રષ્ટિ રાખી હે જીવ! તેં પોતેજ તારા પગ ઉપર કુહાડો મારેલો છે, તો હવે શા માટે ભય પામે છે? જે અનાત્મ દેહમાં તેં આત્મબુદ્ધિ કરી હતી, તે દેહ તો તારા માત પીતાનાં મળ મૂત્રથી ઉત્પન્ન થએલો હતો, જેમાં મળ મૂત્રનો સંચય હતો, એવા દેહને તેં તારો માન્યો હતો. જે આપણું ન હોય તેમાં આત્મબુધ્ધિ કરવાથી પશ્ચાત્તાપ થાય છે, તેમ તને થયું; કારણકે દેહમાં તેં મ્હારાપણાની મમતા કરી હતી. શરીરનું તો સો વર્ષ સુધી સેવન કરવા છતાં પણ તે મનુષ્યનું થતું નથી, માટે તેને કૃતઘ્ની કહેલું છે. "કબર ઉપરના લેખો"માં એક જુવાન બાળકની ઘોર પર લખાયલો નીચલો બોધક લેખ આપવામાં આવ્યો છે કે:—

"Who plucked this flower?
The master plucked it;
The Gardner held his peace."

આ સંસારના બગીચામાં પોતાને પેટે પડેલાં બચ્ચાંઓનું રક્ષણ કરનાર માળીએ જ્યારે જોયું, કે પોતાના પેટનું એક ફુલ જેવું બચ્ચું મરણના શીતળ હાથે કુમળાઇ ગયું છે, ત્યારે તે અજાણપણે, યકીન વગરના દિલે, સવાલ કરે છે કે; "કોણે આ ફુલ તોડયું ?" જવાબ મળે છે કે; "વળી કોણે ? બગીચાના ધણીનાઇ માલેકે!" આ ઠંડા જવાબથી પેલો માળી એકદમ સબુરી પકડીને તુર્તજ ધણીનાઇ માલેકની મરજીને આધીન થઇ જાય છે. તેમજ હે વ્હાલા ! ત્હારે પણ

"જન્મ સુણીને નહિ હરખાવું, દેહ પડે નહિ દિલગિર થાવું;
કલેશ ઘણો શા માટે કરૂં, મોડું વહેલું મરવું ખરૂં !
કોઇ મુઆ દોગળીઆ લઈ, કોઇ મુઆ નળબંધે નઈ;
પડયું કેઈનું તો છાપરૂં, મોડું વહેલું મરવું ખરૂં !
પુત્રાદિક છે પ્રભુનો માલ, સોંપે ત્યાં સુધી સંભાળ;
દે કહેતાં શિદ દિલમાં ડરૂં, મોડું વહેલું મરવું ખરૂં !
કોઇ મુઆ પાણીમાં પડી, આવી અજાણી એવી ઘડી;
અરે અધિક હું શું ઉચરૂં ? મોડું વહેલું મરવું ખરૂં.
મોટા નાનાનો નહિ મેળ, ખલક ખુદાનો એવો ખેલ;
ધ્યાન વિષે વીચારી ધરૂં, મોડું વહેલું મરવું ખરૂં !
ઝાડે પંખી ભેગાં થાય, જ્યાં ત્યાં તે જૂદાં પડિ જાય;
જેવા મળિયા જન જાતરૂ. મોડું વહેલું મરવું ખરૂં !"

એટલા માટેજ વ્યાસ ભગવાન તો જીવને સંબોધીને કહે છે કેઃ—

सर्वाशुचिमी धानस्य कृतघ्नस्य विनाशिनः शरीर कस्यापी कृतमूढाः पापानि कुर्वत इति॥

નર્ક અને મળમૂત્રાદિક સર્વ અપવિત્ર વસ્તુઓના સ્વરૂપ જેવાં કૃતઘ્ન અને વિનાશી શરીરને માટે હે મુઢ જીવો ! શા માટે તમો પાપ કર્મો કરો છો ? હે પાપી જીવો ! એ અનિત્ય શરીરના ભોગોને માટે તમે અનેક પાપ કર્મ કર્યાં છતાં સારૂં કૃત્ય તો કંઈજ કર્યું નહિ, માટે તમારે તમારા પાપોનું ફળ અવશ્ય ભોગવવુંજ પડશે. યમદૂતો જીવને લઈ ગયા પછી તે પાપી પુરૂષના શરીરને તેનાં સંબંધીઓ બાળીને ખાખ કરી નાંખે છે, થોડા દિવસ તેનો શોક કરી પોત પોતાનાં કામોમાં પ્રવૃત થાય છે, તથા તેને વિસરી પણ જાય છે. પેલો જીવ યમરાજને ત્યાં ગયા પછી તેના કર્મ પ્રમાણે ફળ મેળવીને સુખ દુઃખનો અનુભવ કરે છે, અને વળી પાછો મેઘની દ્વારાએ પૃથ્વી ઉપર આવી કર્માનુસાર જન્મને પામે છે. વળી પાછું બધું ભૂલીજ જઇ, તે તેના કર્મોમાં પાછો પ્રવૃત થાય છે, અને વળી પાછો મૃત્યુને પામે છે. આ પ્રમાણે જ્યાં સુધી આત્મજ્ઞાન થાય નહિ ત્યાં સુધી જીવ વારંવાર જન્મ ધર્યા કરે; અને જેમ સૂર્ય, ચંદ્ર, રવિ, સોમ ઈત્યાદિક વારોનાં ચક્રમાં ફરતાં પાર પામતા નથી, તેમ જીવ પણ જન્મ અને મૃત્યુની પરંપરા

માંથી મુક્ત થતોજ નથી; તેમજ દુઃખતર એવા સંસાર સાગરનો પાર પામી શકતો નથી. સાત્વિકી પ્રજાઓએ આ રીતે મનુષ્ય લોક અને શરીર કથામાં કેટલું દુઃખ છે તેની ગણના કરી પોતાના મનને એ વમળમાંથી દૂર કરવા અને વૈરાગ્ય તરફ વૃત્તિને વાળવા સારૂ, શરીરાદિકમાં સઘળી વાતે દોષ છે એવી દઢ મતિ કરવા માંડી જેથી, સાત્વિકી પ્રજાઓને અનાત્મ વસ્તુમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તેઓ તદનંતર આત્મજ્ઞાનને માટે અધિકારી થઈ તત્સંબંધી શ્રવણ, મનન કરવા લાગી. આ તો આત્મજ્ઞાનની દ્રષ્ટિએ સમજાવ્યું, પણ વળી બીજો જ્ઞાની લેખક પોતેજ પૂછે છે ને પોતેજ નીચે મુજબ સમજાવે છે કે;

હવે મોત કેમ આવે છે, અથવા એક જીવ મરી જાય એવો જીવતાં શરીરમાં તુર્તજ શો બનાવ બને છે, તે વિષે વિદ્યા શું શિખવે છે? આપણા શરીરમાં રચના અથવા પધ્ધતિના બે મોટા ઠાઠ કરેલા છે. એક જેને જ્ઞાનતંતુનો ઠાઠ કહે છે, તે છે; અને બીજો પાચણુ ક્રિયા તથા બીજા જુદા જુદા અવયવોની ક્રિયાનો ઠાઠ છે. જ્ઞાનતંતુના ઠાઠમાં સઘળું ભેજાનું રાજ્ય ચાલે છે, કે જે ભેજાંમાંથી નિકળેલી નસો આખાં શરીરમાં ફરી વળી ભેજાંને જ્ઞાન પહોંચાડે છે. વ્હાલા! તમે જાણો છો, કે મોત બે પ્રકારે થાય છે. એક તો અકસ્માતથી, અને બીજું રોગથી. પહેલું એટલે અકસ્માતથી થતું મોત જાલમ છે, તે જબરદસ્તીભરેલું મોત છે. એટલે જ્ઞાનતંતુની નસોને ગોદો લાગવાથી દિલ ચાલતું બંધ પડી જાય છે, અને જીવ શકિતઓ ધીમે ધીમે અથવા કોઈવાર એકદમ બંધ પડે છે. બીજાં યાને રોગથી થતાં મોતની સમજ વિદ્યા એમ આપે છે, કે લોહીના ફરવામાં હરકત થવાથી તે મોત નિપજે છે. લોહીની રગોમાં ધોરી નસોનું લાલ લોહી ફરવાને બદલે જ્યારે કાળું, મેલું, અને ઝેરી લોહી ફરે છે, ત્યારે આ બીજા પ્રકારનું મોત થાય છે. પહેલું synoop અથવા "બેશુધ્ધિનું મોત" કહેવાય છે, અને બીજું "asphyxia" અથવા દમ બંધ થઈ જવાનું મોત, એ નામથી ઓળખાય છે. પહેલી જાતનું મોત તાબડતોબ અને તડ ને ફડ આવે છે; પણ બીજી કીસમનું મોત જે લાંબા રોગ વિકારથી થાય છે, તે ધીમું રિબાવતું મોત છે. ચહેરાનું કરમાઈ જવું, ચામડીનો ફીકાસ, ફાટેલી આંખ્યો, અને ગુંગળાઈ જતો તથા ઘોંગાટ કરતો દમ અને ઘરટલો એ સઘળી હેરાનગતિઓ બીજા પ્રકારનાં મોતમાં થાય છે.

વળી મોતની વખતે શરીર મરી જાય છે, ત્યારે સઘળા અંગ ભાગો એકજ વખતે સાથે સાથે મરતા નથી. મોત સર્વ અંગભાગને સામટા મારતું નથી. શરીરનો કોઈ ભાગ પહેલાં, તો કોઈ ભાગ પછી, એમ હેરફેર વખતે મરે છે. તેમાં હૈડનું પોતાનું કામ બંધ કરવામાં સર્વથી છેલ્લું હોય છે. હૈડનું જે દમને ચલાવે છે, તે બધાંથી છેલ્લું મરે છે; એટલે દમ છેક છેવટે બંધ

થાય છે. જેમ જેમ મોત પાસે આવે છે, તેમ તેમ ફેફસાં ઉપર વધારે ને વધારે બોજો પડતો જાય છે; હવા લેવાની ફેફસાં માંહેલી બારીક નળીઓમાં એક જાતનો પ્રવાહ ભરાય છે, જેથી તેમાં હવા ઘણી કઠણાઇથી દાખલ થાય છે. બહારની હવા અને તે અંદરના પ્રવાહ વચ્ચે જોરાવર અથડા અથડી ચાલે છે, અને એ રીતે ઘરટલો ચાલવાનો જે ઘોંઘાટ કરતો અવાજ સંભળાય છે, તે આ અથડાઅથડીનો અવાજ છે, જેથી ફેફસાંમાં જતી હવા લોહી સાફ કરવાને અશકત થઈ પડે છે, અને લોહી મેલું ને મેલુંજ રહી જાય છે. સાફ થયા વગરનો તે પ્રવાહ "હાર્ટ" અથવા દિલમાં વહે છે, કે જ્યાંથી શરીરના સઘળા ભાગોમાં તે ફરી વળે છે. ભેજાં ઉપર પણ તેજ ગદલો પ્રવાહ જ્યારે જાય છે, ત્યારે ભેજું પોતાની શકિત ખોઈને મંદ થઇ જાય છે. એ મંદ અસર તળે ભેજું ઉંઘમાં પડે છે, પણ હજી તે મોતની ઉંઘ નથી. જ્યાં સુધી કડણ દમ ચાલે છે ત્યાં સુધી ખરાબ લોહીથી તે ઉંઘમાં મરતાં માણસને તરેહવાર સ્વપ્ના આવે છે, અને સ્વપ્નામાં તેને આગલું પાછલું ઘણુંક જેમ જેમ યાદ આવે છે, તેમ તેમ તે બોલવાની કોશેશ કરે છે, અને તેના હોઠ ફડફડાવ્યા કરે છે. ખેડુત મરતી વખતે લીલાં ખેત્રોને યાદ કરતો મરે છે. નેપોલિયન બોનાપાર્ટ મરતી વખતે લડાઈના મેદાનનેજ યાદ કરી કરીને મુઓ હતો.

મોત કેમ આવે છે, તે વિષે વિદ્યાની મદદથી મળતી ઉપલી સમજણ સર હેનરી હાલ્ફર્ડ નામનો વિદ્વાન આપી ગયો છે. આ વખતે ડાકટર બેલીના શબ્દો યાદ આવે છે, તેણે મોતના બિછાનાઓની આગળ બેસીને જે કાંઇ અનુભવ મેળવ્યો છે, તે સર્વ અનુભવનો સાર તે એવો કહાડે છે, કે ખુદાતાલાએ માણસની એવી સરજત કરેલી છે કે, આપણુ જન્મ લેતાં જેવા બેભાન હાલતમાં આવ્યા, તેવીજ બેભાન હાલતમાં, કશી પણ જાણ પિછાન વગર, આપણે આ દુન્યા છોડી જઈએ છિયે. એથી ઉલટો, એટલે હુશિયારી અથવા શુધ્ધિ વચ્ચે મરણ પામવાનો દાખલો પચાસમાં એક પણ દાખલો, ડોકટર બેલી કહે છે કે, મેં દીઠો નથી. મોત એક સેવટની અને સદાની ઉંઘ છે, અને જાગૃત અવસ્થામાંથી આ ભર નિંદ્રાવસ્થામાં જતી વખતે માણસે શુધ્ધ રાખવી નહીં, એ તેના તરફની દયાને માટે ખુદાતાલાએ નિર્માણ કીધું છે. અગર જો મરતું માણસ મરી જતી વખતે હુશિયાર રહે તો તેનાં મોતની ઘડી કેવી ઘતકી થઇ પડે તે વાંચનારે પોતેજ વિચારવાનું છે.

શાંત મોતના કેટલાક અજાયબ જેવા દાખલા સર હમફ્રી ડેવી આપે છે. ડાકટર કલન નામનો વિદ્વાન મરવા સુતો ત્યારે તેણે પોતાની બાજુએ બેઠેલા એક મિત્રના કાનમાં હલુસે કહ્યું હતું કે; "હું ચાહુ છું કે મ્હારામાં બોલવા કે લખવાની તાકાત રહી હોત! કેમકે ત્યારેજ મરવું એ કેવું ખુશનુમા છે તેનું

વર્ણન હું પોતેજ મુકી ગયો હોત !" ડાક્ટર ફ્લાક ઘડપણથી ઘણો નાતવાન થયો હતો, અને તેને છાતી પરથી લોહી પડતું હતું, તેથી તે ઘણી સાદી સુતરી કરી પરહેજી ઉપર રહેલો હતો. એક દાહડો તે પોતાનું હંમેશનું દુધ પાંઉ ખાતો હતો તેટલામાં તે ખાતાં ખાતાં ઉંઘી ગયો; અને એવી તો શાંતિથી મરણ પામ્યો, કે તેના હાથમાં જે ચમચો ધરેલો હતો તે ચમચો કિંવા તેમાંનું દુધ પાંઉ જરાએ ઘોળાયું નહીં! એજ પ્રમાણે સર ચાર્લ્સ ફ્લેગડન પોતાના બે ફ્રેંચ દોસ્તોની સાથે કાફી પીતાં પીતાં મરી ગયો હતો. તેણે પોતાની ખુરશીમાં એવી તો શાંત ઉંઘમાં પ્રાણ મૂકી દીધો હતો, કે તેના હાથમાંનું કાફીનું કપ જેમનું તેમ રહી ગયું, અને તેમાંથી કાફીનું એક ટીપું પણ છળકાયું કે ઘોળાયું નહીં હતું. ઘરડાં માણસોના મોત ઘણું કરીને શાંત હોય છે. ઘડપણ અને ઘડપણની નબળાઇથી ઘણાં મરણો થાય છે; પણ તેવાં નાતવાન ઘરડાંઓ પણ ઘણું કરીને કાંઇ રોગ અથવા દુઃખ દર્દથીજ મરે છે. ફકત ઘરડાં હોવાને લીધેજ મરી ગયાં એવા દાખલા જુજ બને છે; અને જે રોગે તેમનો ભોગ લીધો તે રોગ જો તેમને નહીં થયો હોત, તો હજી વધારે વર્ષ તેઓ જીવત, એમ તે ઉપરથી ઠરે છે: ફકત ઘડપણથી થતું મરણ એક મીઠી ઉંઘ સરખું હોય છે. એક ઘરડું માણસ સેવટની ઉંઘમાં ઉંઘી જાય તેજ ખરૂં કુદ્રતી મોત છે. ઉંઘમાં ઉંઘતાં (મરતાં) માણસ અને ખરેખરાં એક ઉંઘતાં માણસમાં તફાવત માત્ર થોડોજ હોય છે.

આવું કુદ્રતી મોત આવવાની ઉમ્મર કઈ છે? યાહુદીઓના બાઈબલમાં લખ્યું છે કે, "માણસની સરાસરી ઉમ્મર ૭૦ વર્ષની છે. બીજાંઓ હેંસી વર્ષનાં થવા પામે છે, પણ તેઓની શકિત એટલી તો ઘટી જાય છે, કે તેમની જીંદગી એક જંજાળ અને એક દુઃખ થઇ પડે છે. તે જીંદગી જલદી પસાર થઇ જાય છે અને સઘળાં ચાલ્યાં જઇયે છિયે." યુરોપના ઠંડા મુલકમાં, ગરમ દેશના કરતાં, શરીરનો ઘસારો ઓછો થવાથી જીંદગી વધારે લંબાય છે, પણ તે રાસ્ત ૮૪–૮૫થી વધારે વર્ષની નથી. વિદ્વાન ફ્લુમનએક શરિર વિધ્યા વિષેના પોતાના ગ્રંથમાં માણસની ઘણામાં ઘણી ઉમર ૮૬ વર્ષની ઠરાવે છે. તે કહે છે કે, એ ઉમ્મર સુધી તેણે ઘણાઓને જીવતા જોયા છે, પણ એ ઉમ્મર પછી જીવેલા થોડાજ છે. આ ઉત્તમ લેખ ઉપરથી સમજી શકાશે, કે આપણું આયુષ્ય અલ્પ છે; એટલુંજ નહીં, પણ તે અનિશ્ચિત પણ છે. આપણને બીજી ક્ષણનો ભરોસોજ નથી. હે જોરાવર! આવતી કાલે શું બનશે એની આપણને ખબર હોતીજ નથી. એટલુંજ નહીં, પણ આવતી કાલ આપણે દેખીશું કે નહીં, એની પણ આપણને ખાત્રી નથી.

" જ્યારે હુકમ હરીનો થશે, પેટ ફુટે નહિ પાછો જશે;
શિદ એનાથી ઉલટો ફરૂં, મોડું વહેલું મરવું ખરૂં.
જમ સાથે જ્યાં જુદ્ધ રચાય, સનમુખ રહિને સહેવા ઘાય;
અકળાયાથી નહિ ઉગરૂં, મોડું વહેલું મરવું ખરૂં.
આ જગકર્તા રાખે જેમ, રાજી રાજી રહેવું તેમ;
ઠીક થઈ નિર્ભય થઇ ઠરૂં, મોડું વહેલું મરવું ખરૂં.
મોટા રાજા રાણા ગયા, થિર આંહી કોઈ નહિ થયા;
જેણે ધન ઝાઝું વાવર્યું, મોડું વહેલું મરવું ખરૂં.
પ્રારથના શ્રી પ્રભુની કરો, ધર્મ વિચારી ધીરજ ધરો;
પામો સુખ તેથી પાંશરૂં, મોડું વહેલું મરવું ખરૂં.
આ અવસર કોપ્યો છે કાળ, બહુ માર્યાં મોટાં ને બાળ;
સમજી શોક સદા પર હરૂં, મોડું વહેલું મરવું ખરૂં.

દોહરો.

કંઇ જન્મ્યા ને મરિ ગયા, લાખો લેખે લોક;
દુનિયામાં દલપત કહે, તો શિદ કરિયે શોક ?"

# દિલાસા પત્ર ૩૪૨ મો.

" On fickle wings the minutes haste,
And Fortune's favours never last. "

SENECA.

હે સતોળિયા સુશન ! રડ નહીં; સટ્ટાબાજીની રમત એવીજ હોય છે. જગતમાં પ્રકાર પ્રકારના સટ્ટા ચાલે છે, પણ તેમાંથી ચોખ્ખે હાથે કોઈજ નિકળ્યો છે. આપઘાત કરવા શેનો નિકળ્યો છે ? ત્હારી પોતાની અને બાપીકી પુંજી તો ગુમાવી, પણ સાથે સગાં સ્નેહિઓને પણ તેં નાગાં કીધાં. હવે અફસોસ કરેથી શું વળે ? ગભરાઇ ના જા. કુવો તળાવ કરવા ના દોડ. જીવતો હશે તો કાલે પાછું મેળવશે. ત્હારી ઠોઠ બુદ્ધિ, ત્હારી કમી ગણત્રિ, અને ત્હારી ઓછી યાદદાસ્ત માટે બળાપો કરવાની જરૂર નથી. બીજા દલાલો હુશિયાર, ગણત્રિ બાજ, ચંચળ મનશકિતવાળા, ને તુંજ કાં આવો ડફોળ રહ્યો, એવો બળાપો કરીશ ના. એક ભલાં આદમીની લક્ષ્મી, પુંજી, દોલત કુદકે ને ભુસકે વધે છે. નશીબ દેવીની ચાલ બહુજ ઝડપી છે. એક દહાડામાં શાહ તેજ બનાવે છે, ને ફાવે તો ઝડપથી ફકીર પણ તેજ બનાવી શકે છે.

લેખો કોન મીટે જાકો આંક પુરે ! .
કોટી ઉપાય કરતે ના મટે, દુઃખ સુખ જાકે કરમમેં લીખે,
મેં અબળ કછુ ન ચેતીઓ, બીન ટીપે મોતી સાગર ભરે—લેખો કોન.
ગાંઠઈ બાંધે મરમ ન બુઝે, કોન જાણે ખોટે ખરે,
કેહત કબીર સંસાર સબ લાલચ, જીવમેં લગે સબ કામ બીગરે—લેખો કોન.

લક્ષ્મીદેવી અણધારેલા મળી ગયેલા દહ્લાનાં પગલાંમાં એકદમ ગરી બાઈનું પગલું મુંકી દે છે. નશીબનું ચકકર ચાલુ ગોળ ફ્રિયાજ કરે છે, અને કોઈ પણ એમ નહીં કહેશે, કે આજે હું તે ચક્રના મથાળેજ ઉભો રહીશ. નશીબદેવી આજે સુશન ! તને ભર્યોપૂર્યો તંદોરસ્ત રાખશે, ને કાલે કાયલી કરી દેશે. પણ તે દેવીનો ઉદ્યોગ અને કાળજીથી તું ચોટલો પકડજે હો; જો તેથી જરાએ બીધો તો તે તને ત્રાપ માર્યા વગર નહીં રહેશે. આવતી વહુ, ઠરેલી લક્ષ્મી ને બેસતો રાજા વખણાયાં તો વખણાયાં. દુન્યાંદારીમાં કાળજી ન રાખ્યાથી, નહીં તેવાં દુઃખો પેદા પડે છે. ઘણી કિંમતી જીંદગીનો અજ્ઞાનપણા અને બીન કાળજીથીજ નાશ થયો છે. ભવિષ્યમાં ઉંચી આશા આપનારા ઘણા મહાન નરોના કવખ્તે જે મરણ નિપજ્યાં છે, તે દુન્યાંદારીની સાધારણ કાળજી નહીં રાખવાનાજ પરિણામ છે. તન, મન, અને ધનની કાળજીપૂર્વક રક્ષા કીધા વિનાજ તેનો જલદી અંત આવે છે. મહાન ગાયનકારોનોજ દાખલો જૂઓ. **પર્ગોલેસી** ૨૬ વરસની વયે મુઓ; તે શરીરની બેદરકારીનેજ લીધે. **સ્કુબર્ટ** ૩૧ વરસની ઉમ્મરે, **મોઝાર્ટ** ૩૫ વરસની ભર જુવાંનીમાં, **પરસેલ** ૩૭ વરસની ઉમ્મરે, ને **મેન્ડેલ્સોં** ૩૮ વરસની વયે ગુજર્યા, ને ગાયનની દુન્યાને તેથી જે ખોટ ગઈ, તે તેઓએ તંદોરસ્તીની બેપરવાઈ વાપરવાથીજ. પોતાનું કામ પૂરૂં કરીને વિવેકાનંદ, **રામતિર્થ**, **શંકરાચાર્ય**, એઓ મન ઉપરના બોજાથી અનુક્રમે ૪૦–૩૩ અને ૩૨ વરસની વયે મરણ પામ્યા. અને ધનની-કાળજી નહીં રાખવાથી કોને કેવાં દુઃખો પડયાં છે, તેના તો અસંખ્ય દાખલઓ આપ્યા છે, ને હવે પછી ઘણા આપીશ. ટુંકામાં, હે સુશન ! ત્હારે જાણવુંજ જોઈએ, કે દુનિયાના લોકો તવંગરીને દોલતના વધારામાં સમજે છે, પણ તે તો સંતોષમાંજ છે. એ વીશે નઝીરે કહ્યું છે કે

જો ફખરમેં પુરે હએં, વોહ હર હાલમેં ખુશ હએં,
હર કામમેં હર દામમેં; હર જાલમેં ખુશ હએં,
ગર માલ દિયા યારને, તો માલમેં ખુશ હએં,
બેઝર જો કિયા તો ઉસી એહવાલમેં ખુશ હએં,
ઇફ્લાસમેં ઈદબારમેં ઇકબાલમેં ખુશ હએં,
ફ્રરે હએં નોહી મર્દ જો, હર હાલમેં ખુશ હએં.

હે સુજાન ! તેં નહીં કરવાના કામ કરી ધન દોલત ગુમાવી. નિંદવા યોગ્ય કર્મ કર્યા પછી પસ્તાવો કરનાર મનુષ્યને પાછળથી જેવી બુધ્ધિ સુઝ પડે છે, તેવી બુદ્ધિ જો પ્રથમથીજ થતી હોય, તો કોનો ઉદય ન થાય? સટ્ટા બટ્ટાની ખરાબીનાં દુઃખ જાણ્યા છતાં તું કીચલમાં પડયો, હવે અફસોસ શા કામનો? હવે ચોંકીને ચાલ, દહાડો પાછો ફરતાં વાર નહીં લાગશે.

અસત્ય આદમી સત્યની વાત શું જાણે? ખુદા વગરનો ખુદાને કેમ જાણે? મૂર્ખ ડહાપણની, અને બેઈમાન ઇમાનની વાત શું જાણે? તેઓ પોતાને ખરા સમજતા હોય, તોપણ તેઓ ખોટા રહે છે. કારણ કે, તેઓ બીજાંઓને ઠગાયલાં, વહેમાયલાં સમજે છે, જ્યારે તેઓ પોતેજ ઠગબાજ માયાને બાઝીરહેલાં હોય છે. અદેખાઈ, અંટસ, ધર્માંધ્યપણું, અને વહેમ એ ગોયા રંગેલા કાચો છે, કે જે મારફતે તેઓ જુએ છે, જેથી તેઓ સર્વ ચીજને તે રંગોથી રંગાયલી જુએ છે.

સુરદાસ નામનો એક વાણિયો પાદશાહનો પ્રધાન હતો, અને જોકે તેનું નામ સુરદાસ હતું, પણ તે આંખે આંધળો નહોતો. એક વાર પાદશાહે તેને ખંડણી ઉઘરાવવા સારૂ પરદેશ મોકલ્યો, અને ત્યાં તેણે બધો પૈસો એકઠો કર્યો. અને પછી તેણે વિચાર કર્યો કે, આ પૈસો મ્હારે પાદશાહને ત્યાં મોકલવો તેના કરતાં શ્રીનાથજી ઠાકોરને ત્યાં ભોગ ધરાવવાના કામમાં તે વાપરવો, તે વધારે સારૂં છે. એમ વિચારી તેણે તે દ્રવ્યથી ગોળનાં ગાડાં ભરાવીને ત્યાંથી શ્રીનાથજી મોકલી દીધાં, અને પછી ત્યાં રહ્યે રહ્યે તેણે ઠાકોરજીને વિનંતી કરી, કે હે મહારાજ! તમે આ ગોળના માલપુવા કરાવી ભોગ લેજો! પછી તે ગાડાં મધ રાત્રે શ્રીનાથજીના મંદીર આગળ આવી પહોચ્યાં; અને ગાડીવાનોએ ત્યાંના મહંતને તે વખતે સુતેલા જગાડયા, અને તેમને કહ્યું કે, સુરદાસે ઠાકોરજીને માલપુવાનો ભોગ લગાવવા સારૂ ગોળનાં ગાડાં મોકલ્યાં છે તે લ્યો. ત્યારે મહંતે કહ્યું કે, અત્યારે તો અડધી રાત ગઇ છે, અને ઠાકોરજી ઉંઘી ગયા છે; તેથી માલપુવાનો ભોગ સવારે ધરાવીશું, માટે તમે સવારે તે લાવજો. એટલે ઠાકોરજીએ મંદીરમાંથી અવાજ આપ્યો કે, "હુંતો હજી જાગું છું, અને મ્હારે તો અત્યારેજ માલપુવા ખાવા છે, માટે તમે મને અત્યારેજ માલપુવા કરી આપો!" એ પ્રમાણે ઠાકોરજીએ પોતાના ભકતનો પ્રેમ જોઇને અડધી રાત્રે માલપુવા કરાવરાવીને ભોગ લીધો. સુરદાસે એકવાર બાદશાહને ચીઠ્ઠી લખી મોકલી કે, "હું તો અહિં સંત લોકોની રક્ષા કરૂં છું અને ભકિત કરૂં છું." એટલે તે ચીઠી કોઇ એક સાધુએ વાંચતાં સાંભળી લીધી. તે ઉપરથી તે સાધુ સુરદાસની પરિક્ષા લેવાને માટે સુરદાસ પાસે ગયો. સુરદાસ તે વખતે ઠાકોરનાં મંદીર આગળ બેઠા હતા

લાગ્યો. ત્યારે સુરદાસે તેને કહ્યું કે, "ઠાકોરનાં મંદીરમાં જોડા સાથે લેઇને જવું યોગ્ય નથી, માટે જો તમને જોડા ચોરી જવાની ધાસ્તી રહેતી હોય, તો તમે દર્શન કરી આવો ત્યાં સુધી હું તમારા જોડા જોતો રહીશ." એમ કહી તેમણે તેના જોડા પોતાના હાથમાં, તે પાછો આવ્યો ત્યાં સુધી, પકડી રાખ્યા. એટલે તેમની સચ્ચાઈ જોઈને તો સાધુ તેમને પગે પડયો અને તેમના પગ ધોઇ પાણી પીધું. પાદશાહને કાને વાત આવી કે, સુરદાસે તો ખંડણી ઉઘરાવીને સાધુઓને ખવરાવી દીધી. એટલે તે ઉપરથી તેણે સુરદાસને પકડી લાવવા લશ્કર મોકલ્યું. એટલે સુરદાસે દ્રવ્યને બદલે પથરાની ગુણો ભરી, અને તેણે બાદશાહને એક ચીઠ્ઠી લખી કે, "હે પૃથ્વીપતિ ! મેં તમારૂં બધુ ધન સાધુઓને ખવરાવી દીધું છે, અને તેથી મ્હારી પાસે હવે કંઈ બાકી રહ્યું નથી; જેથી મેં આ ગુણોમાં પથરા ભરીને મોકલ્યા છે; અને હવે હું અંહીથી નાશી જાઉં છું." એમ લખીને ચીઠી એક પેટીમાં મુકીને તે લશ્કરની વચમાંથી રાતો રાત નાશી ગયા. એટલે લશ્કર તે ગુણો લઈને પાદશાહ પાસે આવ્યું, અને પાદશાહે તે પેટીમાંની ચીઠી ખોલીને વાંચી તો સુરદાસે સંત સેવામાં ધનને ખર્ચી નાંખ્યું છે એમ જાણીને તે ખુશી થયો. સુરદાસના પછી તેની જગાએ જે બીજો પ્રધાન થયો તેણે તે સાંભળ્યું કે, બાદશાહે તો સુરદાસનો ગુન્હો માફ કર્યો, માટે સુરદાસે જે ધન સાધુઓને ખવરાવી દીધું તે સારૂ મ્હારે તો તેને યોગ્ય શિક્ષા કરવી જોઇએ. એમ વિચારીને તેણે સુરદાસને પકડવા માણસો મોકલ્યાં, અને તેઓ સુરદાસને ત્યાં પકડી પણ લાવ્યા. તેને દિવાન આગળ ખડો કર્યો, એટલે દિવાને નોકરોને કહ્યું કે; એ લુણહરામી માણસનું મને મોં બતાવો નહીં, એને બારોબાર કેદમાં પૂરી દો. એટલે તે ઉપરથી સુરદાસને કેદમાં પુરી દીધા, અને તે પ્રમાણે તે કેટલાક દિવસ સુધી કેદખાનામાં રહ્યા. પછી સુરદાસે કેદખાનામાંથી એકવાર બાદશાહને એક દુહો લખી મોકલ્યો કે:—

ઇક તમ અંધીઆરો કરે, શુન્ય દઇ પુનિ તાહિ ।।
દશ તમ તેં રક્ષા કરો, દીનમની અકબરશાહિ ।।

ફારસીમાં "અકબર" એવું પ્રકાશ કરનારનું નામ છે, માટે હે અકબરશાહ પાદશાહ ! તમે અકબરશાહ થઈને તમારા રાજયમાં આ અંધારૂં ચલાવા દીયો છો તે આપને યોગ્ય નથી. તમારી જાણુની બહાર તમારા દિવાને મને કેદ કરી રાખ્યો છે, માટે તમે મને તે કેદખાનામાંથી છોડાવો ! બાદશાહે તે દુહો વાંચીને તરત માણુસ મોકલ્યાં અને તેમને છોડી મુકાવ્યા. પછી ત્યાંથી તે વંદ્રાવન ગયા. ત્યાં જઈ પછી તેમણે ઠાકોરજીનાં રોજ નવાં નવાં પદ બનાવવા માંડયાં અને ઠાકોરજીના ભકિત રસમાં ભીંજાઈ ગયા. સુરદાસનાં પદ સાંભળીને ઘણા લોકોને પ્રેમ થવા લાગ્યો; કારણ કે તે પદ પ્રેમ રસથી ભરપુર બનાવેલાં હતાં.

જે સાધના વડે બીજાંને દુઃખ દે છે, તેજ દુઃખી થાય છે. સ્વાર્થથી સાધેલું ઉત્તમ સાધન ક્વચિતજ ફળ આપે છે. જે સબમરીનના સાધન વડે આખી જગતને જેર કરવા જરમન કૈયસરે ધાર્યું, તેજ સબમરીને તેની પાયમાલી કરી. કાંકે સબમરીનના સાધને એક લાકડી હાંકી અમેરીકાને પણ દુશમન બનાવ્યાથી ૪૪ વર્ષનો જરમનીએ કરેલો ભગિરથ પ્રયત્ન ચાર મહિનામાં વ્યર્થ ગયો. ઇશ્વરે આજ સુધી શહેનશાહોના શહેનશાહ તરીકે પોતે પહેરેલું તાજ કોઇને પહેરવા દીધું નથી. ગુલેસ્તાનમાં એક હેકાયત કહી છે કે; શીરાજ શહેરને આબાદ કરનારા બાદશાહ ઓઆલીશનો એક ગુલામ નાશી ગયો હતો. તેને જ્યારે પકડી લાવીને પાદશાહ આગળ ખડો કર્યો, ત્યારે તે ગુલામ ઉપર કટ્ટું વેર ને કહેરેલો કીનો રાખનારા વજીરે પાદશાહને સૂચના કીધી, કે એને કતલ કરવો, કે જેથી બીજા ગુલામો ડરી જઇને આયંદે નાશી ન જાય. વઝીરની આવી કાનાસોરીથી રખે પ્રાણ લેવામાં આવે એવી ધાસ્તીથી, ગુલામે બાદશાહ સમક્ષ ભોંયે મસ્તક મૂકી કાકલુદી કરી કે;

હરચે રવદ બર સરમ ચું તુ પસંદી રવારત;
બંદે ચે દાઆવે કુનદ હુકમ ખુદાવંદરાસ્ત ?

"હે બંદે નવાજ ! જે પણ કાંઇ વિપત્તિ કિંવા સંકટ મ્હારા ઉપર નાખવાનું તું માલેક પસંદ કરશે તે મ્હારા માથા ઉપર ! હું તે વિરૂધ્ધ શી ફરિયાદ કરી શકું ? હુકમ કરવાનું તો તું ખુદાવંદનાજ હાથમાં છે; પરંતુ મ્હારી એટલીજ વિજ્ઞપ્તિ છે, કે તું આ નકામા ખુનનો ગુન્હા ત્હારે માથે નહીં રાખ. ત્હારાથી મ્હારી ને મ્હારા બાપદાદા કે આલ ઓલાદની પરવરશી થએલી છે, અને બેગુન્હાને માર્યાનું પાપ તને કિયામતને દહાડે, ઈશ્વરના ન્યાયને વખ્તે, ખુનનો બદલો ફાંસીએ જેવો ભોગવવો પડશે, માટે મ્હારા ઉપર કોઈ ખુનનો અપરાધ લાવ, ને પછીજ મ્હને ગરદન માર, કે ત્હારે માથે આળ ના રહે !" ત્યારે પાદશાહે કહ્યું; "શું આળનું બ્હાનું ત્હારે માથે લાઉં તે તુંજ મને સુઝાડ !" એટલે ગુલામ કહે; "ત્હારા વઝીરનું ખુન કરવા માગું છું, તે પછી તું મને કતલ કરજે, કે કિયામતને દહાડે તને હલાકી નહીં પહોંચે !" પાદશાહે વઝીર તરફ હસીને જવાબ માંગ્યો; ત્યારે વઝીરે ગભરાઈને ઉત્તર દીધો; "ગરીબ પરવર ! એ ચાંડાળને ત્હારા પિતાશ્રીની કબરનો સંગાતી વહેલો કર, નહીં તો તે મ્હારો જરૂર પ્રાણ લેશે. મેં ડાહ્યા લોકોની શિખામણ માની નહીં કે;

ચું કરદી બા કખુલ અંદાઝ પેકાર;
સરે ખુદરા બ નાદાની શીકસ્તી.
ચું તીર અંદાખતી બર રૂએ દુશમન;
હઝર કુન કાંદર આમાજશ નીશસ્તી.

ઢેફાંના મારનારા ગોફણિયા કિંવા ગલોલિયા સાથે જ્યારે તેં ટંટો કર્યો, ત્યારે તું એમજ સમજી લે, કે તેં જાણી જોઇને નાહાનીથી ત્હારૂં મસ્તક ફોડી નાખ્યું. જ્યારે તેં શત્રુની સામે તીર ફેંક્યો ત્યારે ત્હારે તપાસવું, કે તું પણ સામાના તીરની નેમમાંજ બેઠેલો છે. દુશમનને તીર મારવા જતાં ત્હારે પણ તેનો તીર તપાસવો જોઇએ." હે સુશન ! સટ્ટા પંજામાં શું, કે વેપાર ધંધામાં શું; સંસારમાં શું કે એકાંતવાસમાં શું; બધેજ જોખમ તો છે, પણ તેને કરશે કેમ ? અનંગભદ્રામાં કાકૂએ જોખમ વિષે ઠીક કહ્યું છે કે:—જોખમ, બસ જોખમ જ્યાં દૃષ્ટિપાત કરો ત્યાં દેખાય છે. સર્વત્ર વ્યાપક નવ્વાણૂ ટકાનું જોખમ ! જો આ સંસારમાં આજન્મ બ્રહ્મચારી અથવા વાંઢાજ રહેવાનું પસંદ કરીએ, તો વ્યભિચારના માર્ગમાં ઘસડાઈ જવાનું જોખમ. અને પરણીને પત્ની દેવીને ઘરમાં લાવીએ, તો બાયડી તથા છૈયાં છોકરાંનાં હોજરાં ભરવાનું ભયંકર જોખમ ! જો રાજ્યના સ્વામી થઇને પોતાને મહારાજાધિરાજના નામથી ઓળખાવીએ, તો પ્રજાને સર્વ પ્રકારે સંતુષ્ટ રાખી રાજ્યને શત્રુના આઘાતથી રક્ષવાનું જોખમ. અને સાધારણ પ્રજાજનજ રહીએ, તો રાજ્યના ન્યાય તથા મનસ્વી નિયમોને પાળવાનું જોખમ. જો વ્યાપાર કરીએ, તો ખોટનું જોખમ. અને ઘરમાંની મૂડીને બેઠા બેઠાજ ખાયા કરીએ, તો થોડા વખતમાંજ બધી મૂડી સફાચટ મેદાન થઈ જવાનું જોખમ. જો ધનાઢ્ય હોઇએ, તો લૂંટાઈ જવાનું જોખમ. અને રાંકડા કે કંગાલ હોઈએ, તો ભૂખે મરી જવાનું જોખમ. કુલીનતામાં મહાન હાનિનું જોખમ. અને વર્ણસંકર હોવામાં સંસારના તિરસ્કારને પાત્ર થવાનું જોખમ. ભોગમાં રોગનું જોખમ. અને ત્યાગમાં રાગનું જોખમ. વીરતામાં વિગ્રહનું જોખમ. અને વિજયમાં પરાજયનું જોખમ. મી૦ વીલ્કીન્સ ( મીકોબર ) મોટો વકતા અને મોટો લેખક હતો. મોટી મોટી પરપોટા કંપની ઉભી કરીને ભારે સટ્ટા ખેલવાની રૂઢી તેણેજ ગોઠી કાઢી હતી. તેનો મત એ હતો, કે " સટ્ટા ખેલ્યા વગર દોલત મેળવાતી નથી, પણ સાથે સાથે એટલું પણ યાદ રાખવું, કે તેનું આખર પરિણામ જોખમ, નિરાશા ને સંતાપ સોસારામાંજ આવે છે. માટે ગમે તો એકવાર શ્રીમંત થઈ છેવટે ખાખા વળખા થવાનું પસંદ કરો. " તે વારંવાર સટ્ટામાં સર્વસ્વ ખોઈ દઈને બાપલા વિનાનો થતો ખરો, પરંતુ તે કદિ પણ નિરાશ કે નાઉમેદ બીલકુલ નો'તો થતો, અને પાછો ને પાછો નશીબ અજમાવતો. આખરે બધાજ સટ્ટામાં તેના પાસા અવળા પડયા કીધા, ત્યારે છેવટે ઑસ્ટ્રેલીયા ચાલ્યો ગયો, પણ નાઉમેદ કે નિસાસ્યો બીલકુલ જણાયો નથી. જે વેળાએ વીરવર હેનીબાલે મસ્તાન હાથીના પ્રમાણે ઈટાલીને ગભરાવી મૂકયું હતું, અને છેલ્લે કાણિની લડાઈમાં ઘણી ખરી રોમન માતાને પુત્રના વિરહમાં, અને ઘણી ખરી રોમન પત્નિને પતિ વિરહમાં શોકાતુર કરી મેલી હતી, ત્યારે કઈ દૈવી શક્તિના બળથી, ને

કેટલા દિવસમાં **રોમ** રાજે ઘણું લશ્કર તેની સામે એકઠું કીધું હતું ? **જોખમથી.** જીવતાંને " રામ બોલો ભાઈ રામ " થઈ જવાનું, અને ' રામ બોલો ભાઈ રામ ' થયેલાને નરકવાસી થવાનું જોખમ. ત્યારે કહે હવે મારી પ્રાણેશ્વરી ! છે કે નહિ આ સંસારમાં ડગલે ને પગલે નવ્વાણું ટકાનું જોખમ ! નોકરીમાં જોખમ. ધંધા ધાપામાં જોખમ. વેપાર કે સટ્ટા બટ્ટામાં જોખમ. જ્યાં જોશો ત્યાં જોખમ ને જોખમ. જોખમ વગરની કાંઈ જગા ખાલી નથી. ગ્રીક લોકોની એક દંતકથા છે, કે **મેલીગર** નામનો એક પુરૂષ હતો, તેનું ભવિષ એક ચોક્કસ લાકડાંના ટુકડા સાથે જોડાયલું હતું. તે લાકડું તેની માતા આલથિયા પોતાના જીવની માફક જાળવતી હતી, અને કુદ્રત પણ એવીજ હતી, કે તે લાકડું જેમ સ્વચ્છ રહેતું તેમ **મેલીગરની** તંદોરસ્તી પણ સારી રહેતી, અને તેની માતાની તે લાકડાંના ટુકડાની જાળવણી અને કાળજીને લીધેજ તે જીવવા પામ્યો હતો. હવે એટલાજ જોખમથી જો દરેક માણસ પોતાના શરીરને સાચવે તો માણસ પોતાની જીંદગી શાંતિ અને સુખથીજ ભોગવી શકે. સુશન ! થયું તે થયું. બની એ બની. હવે માત્ર ધીરજ રાખી સારા વખતની આશા કરવા માટે પાછો ઉદ્યોગ શરૂ કર. જાણે કે, આજથીજ તું ધંધામાં પડયો એમ સમજ.

ધીરાં થઇને સેહેવું પડે તે, એ ન પરાક્રમ જાણવું જે તે. ધીરાં.
ધાએલ લાંબાં ચતાં પડી રહેવું, ટક ટક જોવું મ્હોડે નવ કહેવું. ધીરાં
છાતી ઉપર કો પગ મૂકી ભાંડો, કો વળિ પાણીનું પૂછી ઉડાડો. ધીરાં.
દુઃખ થયે ન બબડવું રે ભાઇ, "હાય!" એવું કહી ભણવી ભલાઈ. ધીરાં.
સુખ થયે પાડ માનવો ભારે, એમાં નવાઇ નહી કોઇ ધારે. ધીરાં.
દુઃખ થકી વળી જિવ જો રિબાયે, ઉચ્ચું કે વ્હેલું મોત થાયે. ધીરાં.
ભવ રણમાં નરમદ સિંહ સિપાઈ, જોયે ધીરજથી હસીને ભવાઇ. ધીરાં.

સુશન ! ત્હારાં આ નવાં દુઃખનું મૂળ અસંતોષ છે. કોઇવાર જમીન ઉપર, અને કોઇ વાર પલંગ ઉપર સુવાનું મળે; કોઈવાર ફકત શાકનો, તો કોઈવાર સારાં ભાતનો ખોરાક મળે; કોઇવાર ફાટેલી ઢાળળી, તો કોઈવાર સુંદર રજાઇ ઓઢવા મળે, તોપણ કાર્ય સાધનાર ચતુર માણસ તો દુઃખ તથા સુખને ગણતોજ નથી.

**સંતોષરૂપી અમૃતથી ધરાયેલાંને જેવું સુખ મળે છે, તેવું સુખ અસંતોષમાં નથીજ.**

કોઈ પણ દુઃખ્યારો ઈશ્વરની સહાયતા માગી દુઃખ મટાડવા પ્રયત્ન કરશે તો દુઃખોને મારી હઠાવવાનું અશકય જણાશે નહીં. કાળા માથાના માનવીના પ્રયત્નને લીધે તો અલમસ્ત પહાડોને પોતાના પેટમાંથી પણ માર્ગ કાઢી આપવા

પડયા છે. મનુષ્યના પ્રયત્નથી બીહને મહાસાગરોએ પોતાનાં નાકમાં તારનાં દોરડાંની નાથ ઘલાવા દીધી છે. માણસે પાતાલમાં રસ્તા શોધ્યા. દરિયાની તળેટીમાં ફરવા માંડયું. ઉંચે આકાશની હવામાં સહેલ ઉડાવવા માંડી, અગ્નિ, જળ, જમીન, વાયુ સર્વ ઉપર જેણે સરદારી લેવા માંડી. તે કાળા માથાનો માનવી જરા જેટલાં દુઃખથી શા સારૂ ડરકણુ થવો જોઇએ? ટુંકમાં મનુષ્ય પ્રયત્ન આગળ કાંઈ પણ જ્યારે અશકય નથી, ત્યારે દુઃખમાં તે એવી શી તાકાત છે, કે તે આવા મર્દ બચ્ચાને સતાવવાનું છોડી ન શકે? આપણે એક હાથ ઉપર સબુરી અને હિંમત રાખવાની ટેવ પાડવા માંગ્યે, તો તે પણ બને; ને બીજા હાથ ઉપર દુઃખના પોકારો, દુઃખની ફરિયાદો, તથા અસંતોષ અને બડબડાટ કરવાની ટેવ પાડયે તો તે પણ આપણેજ પાડી શકયે. ન્હાના દુઃખને મોટું મસ દેખાડી સરાઘાત કરવાની, અને મોટામાં મોટી ઐશ્વરી બક્ષેશોની કાંઈ ગણત્રિજ નહીં કરવાની પણ ટેવ પાડયે તો પડે. પણ એક ટેવ સારી ને સુખકર છે, જ્યારે બીજી કટેવ અને દુઃખકર છે. ન્હાની મુશકેલીને પણ આવકાર આપી પંપાળિયે તો આપણેજ તેના ભોગ થઇ પડયે છિયે. અર્થાત, આનંદમય સ્વભાવ રાખવાની અગર બડિયેલ ને કુંજરો સ્વભાવ રાખી દુઃખની પ્રકૃતિ જણાવવાની, એ બન્ને જાતની કેળવણી આપણે લઈ શકયે. જીવ ખુશાલ રાખવાની અને જીંદગીને ધોળી દેખવાની ટેવ પણ બીજી ટેવ માફકજ પાડી શકાય. મન ચાહે કે હું તખતે બેસું, પણ કરમ ચાહે કે હું બંદીખાને પેસું. જોખમ ખેડિયા શિવાય મોટા માણસ થવાતું નથી. મોટા માણસે તો છાતી પહોળી ને શીનો ફરાખ રાખવો ઘણો જરૂરનો છે. હિંમત ઉપરજ બધા જોખમ ખેડી શકાય. મોટા થવું ને ધબકારાથી બીવું એ બે વાત ચાલે નહીં. મોટા થયા કે અદેખાઇ આગળ આવીને ઉભી રહેવાનીજ, પણ ધૈર્યતા ને શાંતતાથી તે જોખમો સહેજે પાર પાડી શકાય. ડો૦ જોનશન એમજ કહે છે કે, દરેક ચીજની ધોળીજ બાજુ જોવાનો માહવરો, એ દર વરસે એક હજાર પોંડ કમાવા બરાબર છે. કેમકે જ્યાં જોશો ત્યાં જોખમ તો છે, પણ ધૈર્યતા ને શાંતતા જેણે રાખી તેના માથેથી કડક ઉતરી જાય છે.

"અત્ર તત્ર સર્વત્ર જણાતો જોખમનો બીપણુ આકાર;
સ્વર્ગ, મૃત્યુ, પાતાલ લોકમાં જોખમનોજ ભર્યો ભંડાર.
હોય ન જેમાં જોખમ એવી વસ્તુ ન ત્રિભુવનમાં મળનાર;
નથી ભિન્ન સંસાર, નામ જોખમનું બીજું છે સંસાર.
દેવોને પણ દાનવનું જોખમ કપાળમાં અથડાણું;
તેથી જોખમના અંકાયા ટકા બરાબર નવ્વાણું!"

સુશન! તકદીરની આગળ તું ડાહ્યો ના થા. તકદીરની સાથે તું સટ્ટો ના રમ. તકદીરનું તાળું તદબીરની કુંચીથી કોઈએ ઉઘાડયું નથી, અને ઉઘડે પણ નહીં; તો જો કે આસમાનની નીચે અકલમંદો તો ઘણા છે. દૈવ આગળ કોઈનું ચલણ નથી. ધીરજ ધર, ગોરા રૂઠેગા તો અપના સોહાગ લયગા, ભાગ તો ન લયગા ? જે સખ્શનાં નશીબમાં કામળ કાળાં ઉનથી વણેલી છે, તે કામળને બેહેસ્તના પાણીથી ધોશે તોએ કાળી ને કાળીજ રહેવાની.

હર કો ચીંતયો હર કરે, તો તું રહે ઉપર નચીંત,
તેરા ચીંતયો જો હર કરે, તો કદી ન રેહવે ચીત.

આ દુન્યા છે તે તો પરવરદેગારની મીલકત છે; અને તે વગર બીજી સરવે ચીજ ફના થનારી છે. સબુરી ધર; સબરકી ડાલમેં મેવા લગતા હય.

જે પરમેશ્વર પાણીમાં મછલાંને અને ખુશ્કી પર પક્ષી અને પશુને પેટ પુરતું આપી તેમની દાદ લે છે, તે ત્હારીએ દાદ લેશે. શું કરવા મુર્ખ લોક ફીકર કરે છે ? ફીકર કરવાથી કાંઈ વળવાનું નથી. જે સમજુને આપે છે, અપટને આપે છે, દુન્યાંને આપે છે, તે તુંને પણ આપશેજ. માટે પાછો ટટાર થઈ જા. ખંતથી સારો રોજગાર શરૂ કર. તમે ખંતથી જેવું સારૂં ચિંત્યા ને ઈચ્છિયા કરો, ને ઉદ્યોગથી તે વાસના અને મનોરથને વધાર્યા કરો, તો તમે જે કાંઈ થવા માંગો તે થઈ શકો એમ છે. એક સુથારની વાત છે, કે એક મેજીસ્ટ્રેટની ખુરશી સમારવાનું તે કામ કરતાં કરતાં, તે ખુરશીને ઘણાજ પ્યાર ને ખંતથી રીપેર કરતો હતો. આ ખુરશી ઉપર આટલી ખાસ તત્પરતા રાખવાનું જ્યારે તેને કારણ પૂછવામાં આવ્યું ત્યારે તેણે જણાવ્યું કે; “ બેસવા માટે મ્હારે લાયકની સગવડ સાથની એ ખુરશી બને એવી કાળજીથી તે હું બનાઉં છું, કે જ્યારે મેજીસ્ટ્રેટ થઈને મ્હારે એ ખુરશી ઉપર બેસવાનો વખત આવશે ત્યારે મને સગવડ થશે.” ખરેખર, તેમજ થયું; ને તેજ ખુરશી ઉપર તે મેજીસ્ટ્રેટ તરીકે બેઠો હતો. **નેપોલ્યન** હમેશાં કહેતો કે, **અશક્ય** એ શબ્દ તો મુર્ખાઓનીજ ડીક્શનરીમાં હોય છે. માટે હે સુશન! તને ઘટે છે, કે પાછો રૂડો રોજગાર તું શરૂ કર. ગમમાં ગીરફતાર થવાથી ધરતી પણ તને હિણુતી જણાશે, ને આકાશ પણ કાળું કાળું જણાશે. દરેક માનવીએ ઈચ્છિત વસ્તુ ગુમાવવા માટે અફસોસ કરતાં બેસી રહેવું નહીં. મોડે વહેલે તું જે માંગશે તે તને મળશે. આશકની ઇચ્છામાં ઝુરતી માશુકને આ ગંજલમાં બોધ દીધો છે, તે ઉપર વિચાર ચલાવીને, ત્હારા ઉપર પણ લાગુ પાડીને ત્હારૂં પણ દીલ બેહલાવ.

બયેઠી હયે દીલગીર કયું તેરા દીલરૂબા આ જાયેગા,
જો ઇરાદા હયે તેરા સોહી ખુદા બર લાયેગા.
સોચમેં બયેઠી પરી નાજુક બદન અએ ગુલ બદન,

ગમકે ખાનેસે પરી ચેહરા સજન તેરા કુમલાવેગા.
રીરમેં સનદલ ડાલકે બયેઠી હએ નાજુક પરી,
સુબહકી થંડી હવા કૈં દરદે સર હો જાવેગા.
નાહકે બાલોંકે તઇં છતર મીલાતી બાતસા,
ખુબસુરત હો કહીં તુમકો નજર હો લગાવેગા.
બાંમપે બયેઠી હએં પરી નાજો અદાસે ગુલબદન,
વો ફીરોજશાહ બાદશાહ દેખે ઉઠા લે જાવેગા.

ઘણા માનવીઓ વિલક્ષણ મનોબળ મેળવવા માટે તળપાપડ થઇ ઉ-તમ મન શક્તિમાં સુખ હોવાનું સમજી કમબુધ્ધિ અને ઓછી અક્કલ માટે દુ:ખ પામે છે. અરે! ઘણું વાંચનારાઓને જેવાં અનેક દુ:ખો થાય છે, ઘણું જાણવાનો લોભ રાખનારાં જેવાં પીડાય છે, તેટલાં અજાણુની બલા દૂર રાખનારાંઓ પીડાતાં નથી. વિલક્ષણ મનોબળ કેવાં સુખદુ:ખો સાથે જોડાય છે તે તમે પહેલાં સમજો.ઘણી બુદ્ધિ, ઘણીજ અકકલ, ને ઘણો એલ્મ દુ:ખ કરે.



## પંડિતજી પીડાતે હો કયું ? તો કે' સારે શાસ્ત્રોકે અંદેશે !



"Begone my book, stretch forth your wings and fly,
Amongst the nobles and gentility;
Thou'rt not to sell to scavengers and clowns,
But given to worthy persons of renown."

વિલક્ષણ બુધ્ધિવાળાં મનુષ્યો વિષે, તેઓનાં વિલક્ષણ કામો વિષે, અને તેઓની જીંદગી દરમ્યાન થયેલા નવનવા ફેરફારો વિષે, મોટી કે નાહની પ્રત્યેક બારીકીઓનું અવલોકન અને અભ્યાસ કરવાની માણસ જાતની સ્વાભાવિક વૃત્તિ હોય છે. વિશેષ બુધ્ધિપ્રભાવ, કિંવા અલૌકિક મનોબળનાં દ્રષ્ટાંતો, માનવીઓના મગજની સપાટી ઉપર હરહમેશ ગભરાટનો છાપ બેસાડી મેલનારાં હોય છે. હજારો વરસ ઉપર થઈ ગયેલા ઇંગ્લંડ કે રોમ અને ગ્રીસના રાજાઓનો ઈતિહાસ હિંદુસ્થાનનો એક નિશાળ્યો આબાદ કહી શકશે, મગર સુરતમાં રહેનારો એક નિશાળ્યો જેમ પોતાની પાડોશના ધરમપોર કે વાંસદાના હૈયાત રાજાઓ સુધ્ધાંના નામો વટીક જાણતો નથી, કે જાણવાની દરકાર કરતો નથી, તેમ પોતાનીજ પડોશમાં આવેલાં મોટાં નીઝામના રાજાનું આખું નામ શું છે તેટલું પણ એક મદ્રાસી અભ્યાસી જાણી શકતો નથી, છતાં હસદને લીધે હજારો વરસ ઉપરના ગ્રીક અને રોમન ઈતિહાસો નહી આવડવા માટે શરમાતો ફરે છે.

છુપતે નહીં છુપાયે કભી નેકો બદકે તૌર,
આંખોંસે આશકાર હય દેખો હસદકે તૌર.

સ્પર્ધા વીશે એવુંજ મત એક વિખ્યાત લેખકે પણ જાહેર કરેલું છે. આપણે જેઓ આપણી બરાબર પાસે વસનારાં પાડોશીનું પણ નામ જાણતાં નથી, તેમજ આસપાસ બનતા સ્વતઃને કનવાર નહીં કરવા જેવા મોટા બનાવો તરફ જ્યારે આપણે ઝાંખીને પણ જોતાં નથી, ત્યારે **બોસ્વેલ અને હોરેસ વેલ્પોલ** વચ્ચે ચાલેલા ગપ્પાસપ્પા જાણવામાં મોજ સમજ્યે છિયે. **કાઉપરે** લખેલાં કાગળપત્રો જાણે આપણા ઉપરજ લખાયેલાં હોય તેમ હોંશે હોંશે વાંચ્યે છિયે; અને ફલાણા નાટકમાં શેકસપીઅરે Love (પ્યાર) શબ્દ કેટલીવાર વાપર્યો છે, તેની ગણત્રિ યાદ રાખ્યે છિયે. દર રાતે ચાહનાં કેટલાં કપ ડૉકટર **જોન્સન** પીતો હતો, તે આપણે જાણ્યે છિયે; અને તે નારંગીની છાલો ભેગી કરીને શું કરતો હશે, તે વીશે અચરત થઇને આનંદ કર્યે છિયે. **ગીબન** જ્યારે પોતાનાં ઘુંટણો આગળ પ્યારનું જાહેરનામું વાંચી સંભળાવે છે, અને પાછો ઉઠવાની ના પાડે છે, ત્યારે આપણને હસવું આવે છે. વળી હાઉસ ઓફ કોમન્સમાં તવારીખનો કાંઈ નવોજ સફો ઉઘાડવા સારૂ આવવા આગમચ કાચું ને કાચું ગૌમાસ ચપાટી જતો, અને પોર્ટ દારૂની આખી બાટલી ગટગટાવી જતો, જાણે આજેજ આપણે મહાન રાજદ્વારી **પીટ**ને જોતા હોઇએ એવું આપણને ખુશ લાગે છે, પણ એ સૌ વિલક્ષણ મનોબળવાળા દુઃખી નરોની હયાતિ બાદ થવા પામે છે. અને એવા દુઃખી બુધ્ધિશાળીઓની નિર્જીવ વાતો પણ યાદ કરીને આપણે આપણાં મનને બગાડી મનની ઉપાધિઓ વધારી દુઃખી કે હેરાન થઈએ છિયે. એવાં મનોબળવાળો પ્રોફેસર **પોરસન** હેરાન હેરાન થયો હતો. જ્યારે તે ઇટનની સ્કુલમાં હજુ તો ભણતો હતો, ત્યારથીજ અદ્‌ભૂત યાદદાસ્તનો પ્રકાશ બતાવતો હતો. એક દિવસે પોતાના શિક્ષક આગળ જેવો તે પાઠ વાંચી સંભળાવવા જાય છે, તેવોજ એક ઠઠ્ઠેબાજ છોકરાએ તેને અટકાવીને પૂછ્યું, "એ કઈ ચોપડી છે ? જોઉં !" પોરસને હાથમાંથી "હોરેસ" તેને જોવા આપતાંજ જોવાને બ્હાંને પેલા છોકરાએ તેનાજ જેવી કોઈ ભલતીજ ચોપડી આપીને "હોરેસ" લઇ લીધી. તે લઈ માસ્તર આગળ લેસન વાંચી જવા તે ઉભો. જ્યારે તેને ૧લો અને ૧૦મો ભાગ વાંચવા હુકમ થયો ત્યારે સફાઈબંધ તેણે બરાબર અર્થ સમજાવીને વાંચ્યું, અને આખો કલાસ હસી પડયો. તે જોઇ માસ્તર બોલ્યા; "**પોરસન** ! તું કિયો ભાગ વાંચે છે, ને હું કિયો ભાગ શોધ્યાં કરૂં છું ! એ આવૃત્તિ કોની છે ? જોઉં !" **પોરસને આનાકાની કરી, પણ માસ્તરે તે તેના હાથમાંથી લીધી ત્યારે** તેની ભારે અજાયબી વચ્ચે માલમ પડયું, કે તે તો અંગ્રેજી "ઓવીદ" હતી !

આથી આગળ વાંચવા માસ્તરે તેને કહેતાંજ, તેણે તે સહેલાઈથી, સફાઇથી અને બીનચુક આખી "ઓવીદ" છેવટ સુધી વાંચી ને તેની સમજણ સમજાવી! આ પછી તે આકુળવ્યાકુળ થવા લાગ્યો, અને ઉત્તમ મનશકિતની હદ ઓળંગવાથી બેચેની કેટલી વધે છે, તેનાં દુઃખો બીજાઓને તે સમજાવવા લાગ્યો. ઘણાક વરસ ઉપર એડીનબરોમાં વિલ્યમ લાયન નામનો ભટકયાં કરતો એક રમત્યાળ છોકરો પોતાની અજબ જેવી યાદદાસ્ત શકિતથી લોકોને છક્ક કરતો હતો. એક સાંજે તેણે શરત નાંખી કે; "પંચનું એક પ્યાલું જો તેને કોઈ પાય, તો સવારના પહોરમાં "ડેલી એડવરટાઈઝર" નામનું જાહેર ખબરોનું જે ન્યુસપેપર નિકળશે, તે માત્ર એકજ વાર વાંચી જવા પછી હું વગર અચકવે અને વગર અટકવે બીન ચુક મોઢે બોલી જઈશ!" બીજી સવારે તેણે એક ગ્રહસ્થના હાથમાં પેલું પેપર આપ્યું, અને શબ્દે શબ્દ બરાબર પરાંપરાં મોઢે બોલી ગયો! જાતજાતની જાહેર ખબરો, જાતજાતના ગુંચવાડા ભરેલા ભાવો, સ્થાનિક સમાચારો કે દેશાવરોની ખબરો, અકસ્માતના બનાવો, કોર્ટ દરબાર, સર્વ હકીકત એક પણ ભુલ વિના બોલી ગયો! આવા પ્રયોગો કીધા પછી તેનો ચડેલ અવતાર થઇ ગયો, અને દયા આણવા જોગ સ્થિતિમાં તે રડ રડ કર્યા કરનારો દુઃખી પુરૂષ આખી જીંદગી દુઃખમાં કાઢીનેજ મૂઓ. એ દાખલા શું બતાવે છે? વિશેષ મનોબળ એ કાંઇ કેળવવાથી નિપજતું દુઃખદાયક પરિણામ માત્ર નહીં કહેવાય, પરંતુ કુદ્રતની કારશાજી શિવાય મનુષ્ય–પ્રયત્નનું તે કામ નથી. જેમાં આદમીની શકિતની હદ પુરી થાય, તેમાંજ ખુદાની ખુદાઈ શરૂ થતી માનવી પડે. ડૉ૦ મેકલીનના જણાવ્યા પ્રમાણે પ્રેફીઅર ફ્રેગલની તેહનાતમાં એક માણસ અદ્ભુત યાદદાસ્તવાળો રહેતો હતો, તેને તો યાદદાસ્તના કોઈપણ પ્રયોગો કરવા કહેતાં આબાદ કરી બજાવતો હતો. ટેબલ ઉપર તે દહાડાનું એક ન્યુસપેપર મૂકેલું હતું. જે આખું વાંચી જવા શેઠે તેને ફરમાવ્યું. વાંચી ગયો. "શેઠે કહ્યું; હવે મોઢે બોલી જા!" બોલી ગયો. મથાળેથી પકડયું, તે છેક કોણે છાપ્યું છે, ત્યાં સુધી આબાદ બોલ્યો. આથી શેઠે અજાયબી ભરેલી હાય મારી; એટલે ગુલામડો કહે; "શેઠ! એ તો કંઇજ નથી. જો આપ હુકમ કરો તો એજ આખું ન્યુસપેપર હવે છેલ્લેથી મોઢે બોલી જાઉં!" "એ તો અશકય!" શેઠ બોલ્યો. "કંઇજ અશકય નથી. જો આપ ધીરજથી સાંભળો તો બોલું." અને પછી જરા પણ અચકાયા વિના છેલ્લા શબ્દથી શરૂ કરી મથાળાં સૂધી બરાબર ઉંધું બોલી ગયો! આ અખતરો પૂરો થવા પછી તેને મગજે ચકરી ભમરી આવવા લાગી. ફેર આવવા માંડી; અને છેવટે મગજની બોજારૂપ કફોડી હાલતમાં દુઃખી થઇને તેને મરવું પડયું.

આ દાખલાઓ ઉપરથી નિર્વિવાદ ઠરે છે, કે જેમ પ્રાણી મંડળની

પ્રેરણા પોતાની છેક ઉંચાઈએ પહોંચતાં ભાન અને હોશની હદ આગળ આવી લાગે છે, અને જેમ તેમને અનેક દુઃખો થાય છે, તેમજ આદમીની અક્કલ પણ છેક ઉંચી સિમાએ આવ્યા પછી, બસારત રૂપી ઘણાં ઉંચાં પ્રકારના ભાનને તે પ્રાપ્ત કરે છે; પરંતુ દુઃખ પામીને થોડાજ વખતમાં તેનો નાશ થાય છે. વળી વિલક્ષણ મનોબળ જ્યારે પોતાની સર્વથી હલકામાં હલકી પંકિત ઉપર ઉતરી પડે છે, ત્યારે તેનું વિશેષ બળ પ્રગટી નિકળેલું વારંવાર તપાસવામાં આવ્યું છે. તે વેળાએ મનશકિતની છેલ્લામાં છેલ્લી નાદુરસ્તી યાને ગાંડાપણું થાય છે. તોપણ તેનું પ્રબળ અચરત કરે એવું વધી જાય છે. **એરીસ્ટોટલ** આપણને એક કવિને માટે કહે છે, કે જ્યારે તેની કાવ્ય-લાગણી બેહદ ઉશકેરાઇને તેને ગાંડો ઘેલો કરી મેલતી, ત્યારે જોડાયેલી તેની કવિતાઓ જેવી સર્વોત્તમ લખાયેલી છે, તેવી ઉત્તમ કવિતાઓ તે કવિ પોતાની સ્થિર અને શાંત સ્થિતિમાં કદી પણ લખી શકયો નથી! મહાન કવિ **ટેસોના** "આરમિદા" તેમજ "કલોરિન્દા" નામનાં કાવ્યોમાં જે ઉંચામાં ઉંચાં ગોહરો પ્રકાશે છે, તે રોગની પીડાકારીથી જ્યારે તે ગાંડો થયો હતો ત્યારેજ લખાયેલાં હતાં; અને ખરેખરાં તેજ ઘેલાપણામાં સબડી સબડીને તે મરણ પણ પામ્યો હતો. **સીસેરો** આપણને સવાલ કરે છે કે; **પેસુવ્યસે** જે કાંઈ લખ્યું છે, તે સાવધપણે જાણીબુજીને લખેલું છે, એમ તમે માનો છો કે શું? ના, ના, એમ બનવું અશકય છે. એ કવિરાજે જે ઉત્તમ વખાણવા લાયક કાવ્યો લખેલાં છે, તે મનના અશાંત જુસ્સાઓથી ઉશકેરાઈ જઇને દુઃખીની ઝાંઝ અને પડીકારીનાં ઝનુનમાં, ઈશ્વર પ્રેરણાથીજ તેણે લખેલાં હોવાં જોઈએ; પરંતુ હું એટલું તો કહીશ, કે ઘણીજ ઉંચી મનશકિત માનવી જીવનનો જલદી અંત લાવે છે, અને દુઃખી દુઃખી કરીને તેનો પ્રાણ લે છે. શું ત્યારે ઉત્તમ મનોબળ નહીં મળવાનું આપણે દુઃખ માનવું જોઈએ? ના, કદી નહીં.

ગે તાજ હોતા હય સાયા ગુસ્તર, કિસીકે સરસે કિસીકે સર પર;
નહીં હય સંતોષ ઇસકો દમભર, કિસીકે સરસે કિસીકે સર પર.
કટાર ઇસને કહીં ન પાયા, કિ હય યે શાખે શજરકા સાયા;
જો પહુંચતા હય ઉતર ઉતર કર, કિસીકે સરસે કિસીકે સર પર.
જો સર હય પરદા સિતારકા હય, યે પોરૂવા તંતકારકા હય;
રવાં રવાં ઉંગલિયાં હય યક સર, કિસીકે સરસે કિસીકે સર પર.

અમુક હદ સુધી મનની પ્રકૃતિઓ ઉશકેરી મેલવાની જુદી જુદી રૂઢીઓ વીશે અજબ જેવી વિરૂદ્ધ વાતો જણાયેલી છે. રાજકવિ ડ્રાઇડન જ્યારે પણ કાંઇ અતિ અગત્યનું કામ લઈ બેસતો, ત્યારે પહેલ વહેલાં તો જુલાબ લેતો, પછી ફસ ખોલાવતો, અને દુઃખો વેઠયા બાદ લખવા માંડતો! **ગ્લેકસ્ટોન** પોતાનું મનોબળ દુઃખવવાને, મનના જુસ્સાને માટે જે યુકિત રચતો, તે એટલીજ હતી, કે તેની ટેબલ ઉપર વાંકી વળેલી તેની ડોકીને અડોઅડ

જુના પોર્ટ દારૂની બાટલી હોવી જોઇએ; જો બબ્બાની બાટલી નહીં હોય, તો એક પણ લીટિ તે લખી શકતો નહતો ! પરંતુ સાહિત્યની જેહમત મહેનતમાં "**બારદારી ઘોડા**"ની ઉપમા પામેલો **ડૉ૦ જોનસન** તો આવી બધી તૈયારી રાખીને લખાણો કરનારાઓ તરફ હસતો હતો, અને હમેશાં કહેતો, કે હરેક પ્રસંગે અને પ્રત્યેક સંજોગો વચ્ચે, જયારે ગમે ત્યારે એક સરખી રીતે, જે લેખક સારૂં લખી શકતો નહીં હોય તે કંઇજ કામનો નથી. એવી જાતની મન અને તન ઉપર કષ્ટિ ભોગવવી એ તો ગાંડાપણું છે. આ પ્રમાણે મનોબળ પોતાનો ભાવ કેવા કેવા પ્રસંગો વચ્ચે અને સંજોગો સાથે ભજવી શકે છે તેના દાખલા આપ્યા છે. તે ઉપરથી તમારે સમજવું જોઈએ, કે તનનાં દુઃખ કરતાં મનનાં દુઃખ વધારે ભયંકર છે. તનનાં દુઃખ ખમાય; મનનાં દુઃખ ના ખમાય.



## બીજાંના દુઃખે દુઃખી થવાનો ગુન્હો !

"I learn what pain is in *another man* by knowing what it is in *myself*; but I might Know this without feeling the pity. I might have been so constituted as to rejoice that another man was in agony; how can you prove that my own aversion to pain must necessarily make me feel for the pain of another?"

"અફસોસ ! પ્રભુ જેમ રાખે તેમ રહેવું ઠીક છે." સુશન બોલ્યો;

"વાયે નાદાનીકે વખ્તે મર્ગ યે સાબીત હુવા;
ખાબ થા જો કુછ કે દેખા, જો સુના અખ સાના થા.

મ્હારે મ્હારી નાદાની ઉપર હવે અપ્સોસ થાય છે, કે છેલ્લી વખતે મને એમ જણાય છે, કે દુન્યામાં હું જે જોતો હતો તે તો સ્વપ્નું જોતો હતો, અને જે કાંઈ સાંભળતો હતો તે તો કલ્પિત જુઠી જુઠી વાતો હતી. દ્રૌપદીએ અતિ દુઃખના વખતે શ્રી કૃષ્ણને વિનંતી કરી હતી કે; "હે ભકતવત્સલ શ્રી કૃષ્ણ ! મહાબલી દેવકીનંદન ! હે વાસુદેવ ! ત્હારી સત્તા અક્ષય છે. હે જનાર્દન ! જે તને નમે છે તેનાં દુઃખડાં તું જરૂર દૂર કરે છે. ઓ જગત્પ્રતિપાળ જગત્ પિતા ! હું તને નમન કરૂં છું. તુંજ સર્વ અંતર્યામી સર્વાત્મા છે. તુંજ જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય કરે છે. અખિલ જગત્ ત્હારે આધારે છે. તુંજ અમારી જ્ઞાનશકિતનું ઝરણુ છે. હે મહાન અને અજન્મ ! હે પરમાત્મા ! જે તને વિશ્વાસથી ભજે છે તેને તું કદિ વિસરતો નથી. તું સર્વથી શ્રેષ્ટ અને સૃષ્ટિનું સત્વ છો, આપજ સર્વનું આદિકારણ અને સર્વ નિધિ આપને આધારે છે. હે અચ્યુત ! ત્હારી કૃપા અને સત્તાથીજ સર્વનાં દુઃખો દૂર થાય છે. હે દેવાધિદેવ ! ઘણીવાર વહારે આવી દુઃખીઓની લજ્જા રાખીને તેં રક્ષણ કર્યું છે. મ્હારી લજ્જા ત્હારે હાથ છે !" આટલુંજ બોલતાં નારાયણ તેણીની મદદે દોડી આવ્યા હતા, તેમ હે સુશન ! ધીરજ ધર, ત્હારી વ્હારે પણ આવશે.

ચંચલ મન નિશદિન ભટકત હે;
એજી ભટકત હે, ભટકાવત હે;—ચંચલ.
જિમ મર્કટ તરૂ ઉપર ચ્હડ કર,
ડાર ડાર પર લટકત હે;—ચંચલ.
કાચકે હેત લોભ કર મૂરખ;
ચિંતામણિકોં પટકત હે;—ચંચલ.
બ્રહ્માનંદ સમીપ છોડ કર;
તુચ્છ વિષયરસ ગટકત હે;—ચંચલ.

હે **સુશન**! ત્હારે બીજાંના સુખે સુખી થવું પણ બીજાંના દુઃખે દુઃખી ના થવું! હમણા હમણા એવો પ્રચાર પડી ગયો છે કે, જે સિદ્ધાંત અથવા જે અર્થ કિંવા જે ઇતિહાસિક બનાવ કંઈ જમાનાઓથી આપણે જાણતા હોઇએ તે સિધ્ધાંત, તે અર્થ, કિંવા તે બનાવને તોડી પાડી તેથી ઉલટું કાંઇ નવુંજ ઉભું કરવામાં આવતાં, તેના શોધકની કુશળતા વિષે લોકોમાં, અગર તો ભારે માન ઉત્પન્ન થાય છે, અથવા તો ભારે ટીકાને પાત્ર તે શોધકને થવું પડે છે. પરંતુ વગર તાસુબીએ જો તે નવા વિચાર તરફ બારીક મનન કરીને વિચાર કરવા જેટલી શાંતિ પકડી હોય છે તો કાંઇક નવું અજવાળું જણાયા વિના રહેતું નથી. "**બીજાંના સુખે સુખી થવું**" એ સિધ્ધાંત ઉપરથી આપણા લોકોએ "**બીજાંના દુઃખે દુઃખી થવું**" એવું પ્રમાણ ઉભું કરેલું છે. "**સુખ તેને છે જેનાથી બીજાંને સુખ છે**" એ પ્રમાણ ઉપરથી આપણે નવો સિધ્ધાંત એ જાઇએ છે કે; "**દુઃખ તેને છે જેનાથી બીજાંને દુઃખ છે.**" આ સુંદર લાગતા શબ્દોના ઉંડાણમાં ઉતરવાથી આપણે જે એક પ્રમાણ પકડી બેઠાં છિયે, કે "**બીજાંના દુઃખે દુઃખી થવું**" એ ઉંડી ફિલસુફીની નજરે જોતાં બરાબર નથી. વેદાન્ત ફીલસુફી પ્રમાણે તપાસતાં, તેમજ જરથોસ્તી ધર્મના તત્વની દ્રષ્ટિથી જોતાં **બીજાંના સુખે સુખી થવું** એજ બરાબર છે, પણ **બીજાંના દુઃખે દુઃખી થવું** એ બરાબર નથી. બીજું માણસ દુઃખી થાય છે, તેને સુખ આપવા જો તમે ધારતાં હો, તો તેના જેવાં તમે દુઃખી થાવ તેથી કંઇ તેનું દુઃખ ટળવાનું નથી. તમારો મિત્ર પૈસા ખોઈ બેઠાથી નિર્ધનતામાં આવી ગયો, માટે તમારે પણ પૈસા ગુમાવી દઇને તેનાં દુઃખે દુઃખી થવાનું નથી, પરંતુ તેને નિર્ધનતામાંથી ઉગારવાના ઉપાય લેવા જોઇએ. એક સગું વ્હાલું મંદવાડ ભોગવી દુઃખી થતું હોય, અને નિર્બળ થઈ પડયું હોય, તેથી તેના દુઃખે દુઃખી થવાને બદલે તમે સશક્ત રહી, તમારામાં બળ જેવું ને તેવું રહેવા દઈ, તે દુર્બળને મદદ આપો, પણ તમે પોતે દુર્બળ નહીં થશો. **દિલસોઝી** એ શબ્દ પ્રચારને લીધે મધુર લાગે છે, પરંતુ **દિલસોઝી** એટલે બીજાનું જીગર દુઃખથી બળી ગયું છે માટે તમે પણ તમારૂં દિલ સોઝ કરો, એટલે કે દિલને બાળી નાખો, એ વાજબી નથીજ. તમે દુઃખી સ્નેહી પ્રત્યે દિલબરી, દિલોજાની, દિલઅફશાની અને દિલદારી રાખો, પરંતુ દિલસોઝીને તેના ધાતુને બાઝી રહીને નહીં રાખો. દર્દ, રોગરાઇ, કે દુઃખથી હેરાન

થતાં વ્હાલાંને દેખીને તમારૂં હૈડું બાળી નાખો, તમે હરણફાડ થઇ લોહી પાણી ઉડાવી દઇ મોઢું કુમળાવીને હાય-હાય કરો, તો શું તમે તમારાં વ્હાલાંનું દુ:ખ દર્દ દફે કરી શકશો ? જો તમે પણ તેનાં જેવાં કાયલી ને કાયર થઇ પડો તો તમારાં અંગિનું માંદ તમે ઘટાડતાં નથી પણ વધારો છો. તે બાપડાનું દર્દ વિશેષ જોર પકડે એવાજ ઉપાય તમે તેના દુ:ખે દુ:ખી થવાથી લો છો. હું આમ નથી કહેતો, કે તેથી કરીને તમે બીજાનું દુ:ખ દેખીને સુખી રહો, અથવા ખુશી થાવ, પરંતુ બીજાંનાં દુ:ખે દુ:ખી થવું વાજબી સમ--જીને તમે મોટી ભુલ કરીને હાથે કરીને સંતાપમાં પડો છો. કેટલીક વખતે તો આપણે કિયું સુખ માગ્યે છિયે તે આપણે પોતેજ સમજી શકતાં નથી. નોકરી ઘણી કઠણ છે તે છોડવાનું પણ મન થાય છે, ને એવી નોકરી ફરીથી નહીં મળશે એમ જાણીને તે નહીં છોડવાનું પણ મન થાય છે. તમે તે વેળાએ ખુદાતાલાથી કઇ રીતનું સુખ માગશો ? એજ, કે વખત વેળાએ જે ઇશ્વર કરે છે તે આપણા કરતાં આપણી વધારે સારી તક જાળવે, ને આપણા ઉપર દયા કરે.

હૈડાં ભીતર દવ બળે, કોય ન જાણે સાર;
કાં મન જાણે આપણું, કાં જાણે કિતાર.

કાળજું આપણું દુ:ખે દુ:ખે બળી જાય, પણ બીજાં કોઈ તેનો સાર સમજે નહીં. એક આપણું મન જાણે, કે એક તો પરમેશ્વર આપણું તે દુ:ખ જાણે. વિદ્વાનો, કવિઓ મોટે ભાગે નિર્ધન હોય છે, અને શ્રીમંતો બહુધા નિર્વંશ હોય છે. એટલે કે એ બન્ને અકેક દુ:ખને લીધે ગરીબ અને દયા ખાવા જેવા હોય છે, તથાપિ તે દુ:ખ વિષે જેઓ જરા પણ દુ:ખ માનતાજ નથી તેઓજ વખણાય છે. કવિ અને ગાયનકાર ભિખારી રહે છે, કેમકે તેઓ વાચા વડે માત્ર વાખવાખી મેળવે છે, અને શ્રીમંતોથી ઠગાય છે.

કોઇ એક મોટો શ્રીમાન પુરૂષ હતો, તેને ગવૈયાએ ગાયન કરીને પ્રસન્ન કર્યો; ત્યારે તે ધનવંતે ભંડારીને બોલાવી તે ગવૈયાની સમક્ષમાં કહ્યું; "આ ગવૈયાને બે હજાર રૂપીઆ આપ !" પેલા ભંડારીએ કહ્યું; "જેવી આપ શેઠજીની આજ્ઞા !" ને તે પછી તે ચાલ્યો ગયો. પેલે ગવૈયે તે ભંડારીની પાછળ પાછળ જઇ તેની પાસેથી પૈસા માંગ્યા, પરંતુ પેલો ભંડારી તે સાહુકારના કહેવાનો મર્મ સમજ્યો હતો જેથી તેણે પૈસા આપ્યા નહીં. જ્યારે તે ગવૈયો પેલા સાહુકાર પાસે આવીને પૈસા માટે વિનંતિ કરવા લાગ્યો, ત્યારે તે સાહુકાર બોલ્યો; "બોલ, તેં મને શું આપ્યું, કે હું તેના બદલામાં તુંને કંઈ આપું ? તેં વીણા વગાડીને મારા કાનને આનંદ ઉપજાવ્યો; તેમજ મેં પણ દાન વાકયથી ત્હારા કાનને આનંદ ઉપજાવ્યો, હવે શું વધારે જોઇયે છે ?" તે સાંભળી તે ગવૈયો નિરાશ થઇ, દુ:ખી થતો ત્યાંથી ચાલ્યો ગયો.

किं दानेन धनेन वाजिकारिभिः प्राप्तेन राज्येन किंः
किं वा पुत्रकलत्र मित्र पशुभिर्देहेन गेहेन किम् ।
ज्ञात्वैतत् क्षणभङ्गुरं सपदिरे त्याज्यं मनो दूरतः
स्वात्मार्थं गुरुवाक्यतो भजभज श्री पार्वती वल्लभम् ॥

આ બહારથી દેખાતાં ધન ને દોલતથી, તેમજ ઘોડા હાથીઓથી શું થયું? કદાચિત્ રાજ્ય પ્રાપ્ત થયું તોપણ શું? પુત્ર, સ્ત્રી, મિત્રો, ગાય ભેંસો વગેરે વ્હાલાંઓ ને પશુઓ પ્રાપ્ત થયાં તોપણ શું થયું? સુંદર શરીર અથવા મહેલમાં રહેવાનું મળે તોએ શું? હે મન! આ બધું તો ક્ષણભંગુર છે, એમ સમજીને એ સર્વને છોડી દે, અને પોતાના આત્માની ઉન્નતિ સારૂ તો પાર્વતીના સ્વામી શ્રી શંકરને ગુરૂમંત્રથી ભજતો રહે, ભજતો રહે. હે! તું જેને ફેંકી દે છે તેજ ત્હારો ઉધ્ધાર કરશે, ને તું જેને સાચવે છે તેજ ત્હારો ઉચ્છેદ કરશે. પંઢરપૂરમાં એક બ્રાહ્મણ પોતાને શાસ્ત્રનું જ્ઞાન થવાની ઇચ્છાથી ઉપવાસ કરીને બેઠો હતો! ત્યાંથી તે આલંદીમાં ગયો. તે આલંદીમાં જઇને ઉપવાસ કરતો બેઠો. ત્યાં "તુકારામની પાસે તું જા!" એવું જ્ઞાનદેવે તેને સ્વપ્નમાં કહ્યું. હોવાથી તુકારામ જાતનો શુદ્ર; બ્રાહ્મણને થોડી ઘણી નિરાશા તેજ વેળાએ થઇ તોપણ પ્રત્યક્ષ જોવા માટે તે તુકારામની પાસે ગયો. પરમેશ્વરને જોઇએ તેટલું સામર્થ્ય હોવા છતાં તેણે પોતાની પાસે બ્રાહ્મણને મોકલ્યો તેને માટે ઘણો આશ્ચર્ય થઇને તુકારામે તેને અગીઆર અભંગો કરી આપ્યા, તથા પ્રસાદીનું એક નાળીએર આપ્યું. બ્રાહ્મણને તો સંસ્કૃત ભાષાનું જ્ઞાન જોઈતું હતું, તેથી પ્રાકૃત પોતાને ઉપયોગી નથી એવું સમજીને તે અભંગો તથા નાળીએર નાંખી દઈને આલંદીમાં પાછો ગયો.

શ્રદ્ધા સાધન મોટું ભાઇ! શ્રદ્ધા સાધન મોટું.
નરસિંહ, મીરાં, વાલ્મિક માહતમ,
છે નહિ જગમાં છોટું;—ભાઇ.
વર્ણાશ્રમ અભિમાન નકામું,
જે જન ખાએ ગોથું.—ભાઇ.

તે બ્રાહ્મણે નાંખી દીધેલા અગીઆર અભંગો તથા નાળીએર, કોંડોબા નામનો શિવાજી રાજાનો એક પુરાણિ નોકર બ્રાહ્મણ હતો તેને જોઇને, તુકારામે તેને આપી દીધાં. પછી તેને જ્ઞાનની પ્રાપ્તિ થઈ ને તેની મોટી કીર્તિ થઈ એવું કહેવાય છે. તે નાળીએર ફોડયું તો તેમાંથી ફકત ઉત્તમ મોતીઓ નીકળ્યાં, તેનું કારણ એવું કહેવાય છે કે, અમદાવાદના એક શાહુકારે જ્ઞાનેશ્વરને એક લાખ રૂપિયાનાં જવાહિરો આપવાની માનતા કરી હતી, તે ફેડવા માટે તે શાહુકારે એક નાળીએરને કોતરીને તે મોતીથી ભરીને આલંદીમાં આણ્યું, ત્યારે તે નાળીએર દેવે તુકારામને આપવાનું કહ્યું; તેથી તે શાહુકારે તુકારામને આણીને આપ્યું હતું. તેજ નાળીએર આ હતું! પેલાને આ વાતથી હવે અફસોસ થવાથી, તુર્તજ બોલી ઉઠયો;

નહીં મોહતાજ જીવરકા, જીસે ખૂદા દે દે!
કે દેખો ખુશનુમા લગતા, હય કયસા ચાંદ બીન ગેહને!

ઘરેણાં ગાંઠા વગરનો સાદો ચાંદ કેવો શોભા આપે છે! હે ખુદા તું નેકી આપ, મ્હને ઘરેણાં કે જર જવાહીરની દરકાર નથી. હે સુશાન! તું પણ હવે પાછલું દુઃખ ભુલી જા, ભુલી જા, બસ બધું ભુલી જા! ત્હારા જીવને શાંતિ થશે.

# "મ્હારા દીકરાને!" વીશે

## "જામે જમશેદ"નો અભિપ્રાય. (તા૦ ૭મી જુલાઈ ૧૯૨૦.)



એક અચ્છા લેખક તરીકે નવસારીવાળા મી૦ સો. મ. દેશાઈ પ્રસીધ્ધ છે. તેવણુના લખાણોની એક ખુબી એ છે કે તે રસીલાં હોવા સાથ બોધદાયક હોય છે. "બેટી તું સાસરે કેમ સમાશે?" એ નામનુ તેવણુની કલમથી લખાયલું "મેંગુસી-સીરીઝ"નું એક પુસ્તક થોડા વખતની વાત ઉપર બાહેર પડયું હતું, તેની નોંધ આગળ અમો લઇ ચુકા છીએ. માબાપનું ઘર છોડીને સાસરે જતી એક છોકરીને તેવણે જે કીમતી નસીહતો આપી હતી, તેને મળતીજ નસીહતો, પરણીને સંસારમાં પડતા એક છોકરાને હાલ બાહર પડેલાં ઉપલાં નવાં પુસ્તકમાં આપી છે. પુસ્તકનું નામ ટુંકમાં "મારા દીકરાને!" આપ્યું છે. એ પુસ્તક અમોએ વાંચ્યું છે અને કાંઇબી આંચકો વગર અમો કહીશું કે અમને તે ઘણું પસંદ પડયું છે. પરણુતા દીકરાને માતપીતા તરફથી જે કીમતી ભેટો આપવામાં આવે છે, તેની સાથે આ પુસ્તક પણ એક ભેટ તરીકે આપવાની મી૦ દેશાઇ દીબાચામાં સુચના કરે છે. તેવણુની એ સુચનાને અમારો સંપુર્ણ ટેકો છે. દરેક પરણુતો છોકરો પોતાના લગ્ન અગાઉ આ આખું પુસ્તક વાંચે, બલ્કે તેનો બારીક અભ્યાસ કરે, તો જે કુટુંબી કંકાસ અને સંસારી ઝઘડા આજે ઘેરે ઘેર વધી પડયા છે, તેમાં મોટો ઘટાડો થાય તો નવાઇ નથી. ના, એટલુંજ નહીં, પણ એ આખુ પુસ્તક વાંચીને તે મુજબ અમલ કરનારો જવાન એક ખરેખરો નેક, ધરમી અને નમુનેદાર પુરૂષ થઈ પડે એમાં શક નથી. આ પુસ્તકમાં એક પીતાએ પોતાના દીકરાને પંદર ફરમાનો આપ્યાં છે અને દરેક ફરમાન પાછળ એકેક પ્રકરણુ રોકયું છે. દરેક પ્રકરણુ કીમતી નસીહતોથી ભરપુર છે. પણ તે નસીહતો એવા આકારમાં અપાઇ છે કે જે વાંચતાં સહેજબી કંટાળો આવતો નથી. ઇંગ્રેજી, ગુજરાતી, ફારસી વગેરે નામીચા લખનારાઓ તથા શાએરોનાં લખાણોમાંના કીમતી ગઉહરો જગેજગ આપ્યાં છે. તે સાથ ઘણાક આસામીઓની જીંદગીમાં બનેલા ખરા બનાવો વારતા રૂપે રજુ કર્યા છે, જેથી આ નસીહત રૂપી પુસ્તકનું વાંચન વધારે રસીલું બન્યું છે. મરહુમ સર ફીરોઝશાહ મેહેતાના પીતાને લગનની એક મીજલશમાં કોઇએ "પીરોશા મહેતા બારીસ્ટરના બાવા" તરીકે ઓળખાવ્યા, તેથી મરહુમ મી૦ મેરવાનજી મેહેતા કાં ગુસ્સે થયા તેની હકીકત, રામપોરના માજી નવાબને લાગુ પડેલું દરદ એક ઇંગ્રેજ તબીબે કાંઇ પણ દવાદારૂ વગર, મહીનાઓ સુધી એકજ બીછાના ઉપર નવાબની સાથે સુઇને કેમ દફે કર્યું તેની કહાણી, દઢી મુછવાલી એક સદગુણી સ્ત્રી ઉપર એક જવાનીઓ કાં મોહી પડયો, તેનો હેવાલ વગેરે બાબદો ઘણી વાંચવા લાયક છે. કડવી દવાઈ ઉપર ખાંડનું પડ આપવાથી તે દવાઇ સહેલાઈથી ગળાઇ જાય છે. તેજ મીસાલે કીમતી નસીહતને આની જાતના રસીલા કહાણી કીસ્સાનું પડ આપવાથી તે ઝટ ભેજાંમાં ઉતરી જાય છે. એ વાત મી૦ દેશાઇ બરાબર સમજતા હેવાથીજ તેવણ આ પુસ્તકને ખેંચાણકારક રૂપમાં બાહેર પાડી શકયા છે. ટુંકમાં મી૦ દેશાઇનું આ નવું પુસ્તક બાળકોને ઇનામમાં આપવા તેમજ પરણુતા છોકરાઓને ભેટ આપવા લાયકનું છે.

# સાદી જીંદગીની શોક—

## ફેશનની ફિસિયારી.



આ એક અમુલ્ય પુસ્તક તૈયાર થયું છે. એક શ્રીમત પારસી કુટુંબની ફેશનની ફિસિયારીઓથી કેવી પાયમાલી થઈ છે, તેની એક સુંદર વાર્તા રચાયલી છે. વાર્તામાં જે પ્રેમ અને પ્યારનાં વળાંથી બહારના ખોટા દેખાવ પછી ભિત્તરમાં તે પ્યાર કેવો મોળો પડે છે, તેનું અરેબ્યન નાઈટસના તૉર ઉપર રચાયેલું આ વાર્તાનું પુસ્તક, તમારાં ખર્ચાળ, ફિસિયારીવાળાં, ફોકરાજી કરનારાં, ફેશનમાં ઘેલાં થએલાં દીકરા દીકરીઓને, જરૂર વાંચવા આપજો. ઘર થયું ત્યાં આ પુસ્તક સાચવી રાખીને તેમાં આવેલાં શોમદેવનાં ભાષણો જરૂર વંચાવજો. સેંકડો દાખલા દલીલો, સેંકડો દુહાઓ અને કહેવતો, તથા નવી નવી સેંકડો બાબતોનું ગમત સાથે જ્ઞાન મળે એવું આ પુસ્તક રૂ૦ ૧-૮-૦ની કિંમતે (વી૦ પી૦ તથા પોસ્તેજ જુદું.) કલાથ બાંઈડીંગના રૂ૦ ૨)

બેહરામજી મનચેરજી દેશાઇ. બી૦ એ૦

સ્ટેશન રોડ—નવસારી લખીને મંગાવજો.

